# સર્વોદયની કેળવણી

[ વર્ધા-યોજના ]

[ આચાર્ય કૃપાલાનીજી કૃત 'ધી લેટેસ્ટ ફેડ' ]

અનુવાદક

ગોપાલદાસ જીવાભાઈ પટેલ



ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ-૧

તારાગૌરી સ્મારક માળા ગ્રંથ–૩

# સર્વોદયની કેળવણી

[વર્ધા-યોજના]

[આચાર્ય કૃપાલાનીજી કૃત 'ધી લેટેસ્ટ ફેડ']

અનુવાદક

ગોપાલદાસ જીવાભાઈ પટેલ



ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ–૧

# પ્રકાશકનું નિવેદન

વર્ધાયોજના ઈ. સ. ૧૯૩૭–૮માં જન્મ પામી. તે જ અરસામાં પ્રસિદ્ધ થયેલું આચાર્યશ્રી કૃપાલાનીજીનું આ પુસ્તક ગુજરાતીમાં ત્યારથી ઉતારવા માંડેલું, અને તેને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાને માટે તેમની તથા તાલીમી સંઘની ઘટતી પરવાનગી પણ લીધી હતી. પરંતુ 'શિક્ષણ અને સાહિત્ય'માં તેને હપતાવાર બહાર પાડવાનું શરૂ કરવાથી જલદી આગળ જઈ શકાયું નહિ. અને ત્યાં તો ૧૯૪૨નો વચગાળો પડ્યો.

આ વચગાળામાં બ્રિટિશ સરકાર અને તેની જાત જાતની પરરાજકીય યોજનાઓ ખીલી. તેમાં સારજન્ટ સાહેબની આગેવાની નીચે તે રાજ્યે 'राष्ट्रीय (!) શિક્ષણ' યોજવાનાં યુદ્ધોત્તર સ્વપ્નાં પણ વહેતાં મૂકવા માંડ્યાં. સારજન્ટ યોજનાએ ખૂબી એ કરી કે, આ વર્ધાયોજનાને અપનાવ્યાની વાત કરવાની સાથે, અંગ્રેજી રાજ્યે ચાલુ કરેલી જ શિક્ષણપરંપરાનું રૂપ — ભલે કહો કે અમુક તમુક સુધારા સાથે — ગોઠવી લીધું: વર્ધાયોજનાને એણે હજમ કરી લીધી. અને હજી દેશના શિક્ષણ-વિચારો એ મોહિનીથી મુક્ત નથી થયા. નહિ તો, પરદેશી સિવિલિયનો અને પોલીસ સોલ્જરોને વિદાય કરવાનું વિચારાય છે, તે વખતે આ પરદેશી સલાહકારોનો વારો કેમ નથી આવતો? જાગ્રત હિંદી રાષ્ટ્ર શું એમ માને છે કે, તેના નવ-ઘડતરનું શિક્ષણકાર્ય બ્રિટિશર જ કરી શકશે? રખે કોઈ આ વિચારમાં કશી સંકુચિતતા માને. કહેવાની મતલબ એ છે કે, રાષ્ટ્રની શિક્ષણપ્રથા રચવાનું કામ પારકી મા પાસે કાન વીંધાવવાનું કામ નથી. રાષ્ટ્રના સાચા ધાવણ વડે જ ઘડાય એવું ખુદ શરીર જ એ તો છે. રાષ્ટ્રનું શિક્ષણ એ બાહ્ય કોઈ શણગાર નથી; એ તો રાષ્ટ્રનો આત્મા ઘડતી તાકાત છે. એ સમજથી ઉપરનું વિધાન કરવામાં આવ્યું છે. પરંતુ, આ વાત અહીં લંબાવવાનું છોડવું જોઈએ.

૧૯૪૨ના વચગાળામાં વર્ધાયોજના પણ રાજકારણમાં ખપી અને ખોરવાઈ ગઈ. એટલું કબૂલ કરવું જોઈએ કે, સારજન્ટ યોજનાએ, તેનો સદંતર ત્યાગ થઈ જાત, તેમાંથી તેને નામથી પણ બચાવી રાખી. આજે પાછો એના અમલનો વિચાર બીજે ભવે ઉપર આવે છે. તે વખતે, તે યોજનાના હાર્દને પામી ગયેલા આ૦ કૃપાલાનીજી જેવા પરમ દેશભક્ત અને વિદ્વાનની લખેલી આ ચોપડી સુયોગસર બહાર પડે છે. ગુજરાતી અધ્યાપન મંદિરોમાં આ યોજના પ્રમાણે શિક્ષણ અપાશે. તેમને આ ચોપડી મદદગાર થઈ પડશે. અનુવાદકે અંતે ટિપ્પણો ઉમેરવા દ્વારા ચોપડીની આ લાયકાતમાં સંગીન ઉમેરો કર્યો છે. તેમાં વાચકને યુરોપના કેટલાક મહાન કેળવણીકારોનો આછો પણ મુદ્દાસર પરિચય મળશે, જે ગાંધીજીની યોજનાનો સિદ્ધાંત સમજવામાં સરળતા કરી શકે. ગાંધીજીની આ નવીન યોજના કેવળ શિક્ષણ-પદ્ધતિ જ નથી; તે કેવળ અમુક કે તમુક અભ્યાસક્રમ પણ નથી; તે તો સમાજના શિશિક્ષુ વર્ગને માટે, સર્વોદયી દૃષ્ટિએ કામ કરવા માગતા સમાજે, અને તેના સર્વાંગીણ વિકાસને અર્થે, શું કરવું એનો વિચાર છે. એમાં ગાંધીજીની સામાજિક 'યુટોપિયા'ની ભૂમિકા રહેલી છે; અને એ ભૂમિકામાં સમાજે તેના શિશિક્ષુ વર્ગને કેમ તાલીમ આપવી જોઈએ, એનો એ સિદ્ધાંત છે. તેથી જ આચાર્યજી ગાંધીજીની જીવન-દૃષ્ટિ અને ફિલસૂફી આ પુસ્તકમાં લંબાણથી ચર્ચે છે. નવી શિક્ષણદૃષ્ટિઓ જગતમાં જન્મે છે તે આવા પ્રકારના નવસમાજ-દર્શનમાંથી ઝરનારી વસ્તુઓ હોય છે. પ્રાચીન ઋષિઓ શું, કે અર્વાચીન રૂસો, ફ્રોબેલ, પેસ્ટેલૉઝી, મૉન્ટેસોરી ઇ૦ શું, — સૌ કાંઈક નવદર્શનના જોરનાં માર્યાં જે કહે છે તે કહેતાં હોય છે. ગાંધીજી શિક્ષણમાં કહે છે તે આ હકથી કહે છે. કેવળ શિક્ષણ-પદ્ધતિકારો આથી જ તેને નથી સમજી શકતા કે ગેરસમજે છે.

જીવન એ રમત નથી; છતાં એ પણ ખેલથી અને લીલારૂપે — તેવી હળવા-દિલીની સાથે, છતાં એક જવાબદારીભરી સાધના તરીકે, જીવવાનું છે. નાનો કે મોટો, કોઈ એમાંથી બહાર નથી. નાનો નાનાની

રીતે અને મોટો મોટાની રીતે ભલે એમાં હોય; — પણ જીવન બહાર કોઈ નથી.

અને આ જીવનનો પાયો પરસ્પર-પ્રેમ અને મહેનત-મજૂરી તથા પુરુષાર્થ છે. તેની ભૌતિક કે આર્થિક બાજુ જીવન-પોષક ઉત્પન્ન છે; તેની નૈતિક બાજુ સર્વ વચ્ચે સહકાર અને મેળ પોષતા સદ્ગુણો અને સુટેવો છે; તેની નાગરિક બાજુ નાગરિક તરીકેના સમૂહ-જીવનના ગુણો છે; તેની આધ્યાત્મિક બાજુ પણ તેમાંથી આપો-આપ ઊપડે છે — તે છે સમાજમાં પોતાના કાર્ય કે સ્વધર્મના પાલન દ્વારા પોતાનો વિકાસ અને ઉન્નતિ. આ જ વસ્તુને આજના યુરોપીય સામાજિક વાદોની ભાષામાં કહેવી હોય તો, એ ગાંધીજીનો સર્વોદયનો સિદ્ધાંત છે. જગતમાં અમુક કે તમુક વર્ગને પ્રાધાન્ય આપીને સમાજના ઉદયના વાદ વિચારાયા છે. જેમ કે, મજૂર-ઉદય-વાદ કે સામ્યવાદ, મૂડી-ઉદય-વાદ, કેવળ રાષ્ટ્ર–ઉદય-વાદ કે ફાશીવાદ, વગેરે. ગાંધીજી કેવળ માનવ-ઉદયનો અને બધા જ વર્ગોના ઉદયનો વિચાર કરે છે અને તે માટે સત્ય-અને-પ્રેમ-મૂલક સિદ્ધાંત જરૂરી માને છે. તેથી એ શિક્ષણના પાયામાં સાદામાં સાદું માનવ બાળક કલ્પે છે. યુરોપના શિક્ષણકારો એને સામ્રાજ્યવાદની હરામીમાં કે યંત્રવાદના મજૂર-શોષક સુધારામાં કે તેની સાથે જનમતું જાણે ન હોય, એમ જ માનીને ચાલે છે. ગાંધીજીની કલ્પના કોઈ પણ પ્રજાના, કોઈ વર્ણ કે રંગના, સુધારાની કોઈ દશાના બાળકને લાગુ પડે એવી માનવ-વ્યાપી છે. તે કહે છે કે, સાચું અને એકમાત્ર શિક્ષણબળ જીવન પોતે છે; કેમ કે જીવન બહાર જે છે તે નિર્જીવ છે, અથવા દંભ છે, જેનાથી સાચું શિક્ષણ કે ખરી કેળવણી કદી ન સધે. એ જીવનનું સામાન્યમાં સામાન્ય અને સર્વતોવ્યાપી પ્રતીક જીવનધારક ક્રિયા કે ઉદ્યમ છે. આ ઉદ્યમને — જીવનને — પોષક અને પ્રેરક એવી સનાતન ક્રિયા જે દરેક સમાજમાં ચાલે જ છે, તેના દ્વારા જ સમાજ નભે છે; અને તેથી કેળવણીનું તેનું કાર્ય પણ નભી શકે છે. આ પરમ સામાજિક સિદ્ધાંતને ધ્યાનમાં લઈને, તેના પાયા ઉપર, શિક્ષણના તદ્વિદોએ પોતાનું કામ યોજવું જોઈએ. ઓજારો કે યંત્રોથી ચાલતો પણ ઉદ્યોગ જ સમાજનું

મૂળ ધારણબળ છે. બાળક તો ઇંદ્રિયો દ્વારા જાણતું જાણતું સૂક્ષ્મ એવી તર્ક, વિતર્ક, વિચાર ઇ૦ આંતર ઇંદ્રિયની વિભૂતિઓ ખીલવે છે. અને ઉદ્યોગ દ્વારા જ સુધરેલા સમાજોએ પણ પોતાનાં જ્ઞાન-વિજ્ઞાન નથી ખીલવ્યાં? એટલે બાળકની કેળવણી ઉદ્યોગ અને જીવનની જરૂરી ક્રિયાઓ સમજભેર કરવા-કરાવવા દ્વારા જો સાધવામાં આવે, તો તેની આસપાસ જરૂરી બધી આવડતો અને અક્ષરજ્ઞાન આપોઆપ આવી જાય. આવી ફૂલગૂંથણી કરવાથી જીવનકળીને પૂરી ખીલવી શકાય. આવા શિક્ષણની કલ્પના જરૂર આવી શકે છે. એવી જ ઢબે પ્રાચીન આશ્રમપદ્ધતિ, પોતાના દેશકાળની મર્યાદામાં, કામ કરતી હતી. ત્યારે રાય રંક સાથે ભણતા. એટલે, એમ તો નથી જ કે, ગાંધીજીની આ કલ્પના સમજાય એવી નથી. તેને આજના દેશકાળમાં ઉતારવાની છે. અંગ્રેજી રાજ્યમાં જે જાતની શાળા અને તેનો વહીવટ તથા સરકારી તંત્રરચના ઘડાયાં છે, તેમાં આ પદ્ધતિને ઉતારવાની છે; અથવા તે બધાનું અનુરૂપ નવું રૂપાંતર શોધવાનું છે. એ બધાથી મુખ્ય તો એ યોજનાનો શિક્ષક નિર્માણ કરવાનો છે. આ ચોપડી તેને માટે છે. તે જો ગાંધીજીના સ્વપ્નથી ઝળહળતો થશે, તો જ શાળા, વહીવટ, અને સરકારી તંત્ર અનુરૂપ ઘડાશે. નહિ તો, શિક્ષણનું એ બાહ્ય શરીર તેના આત્મારૂપ શિક્ષકના ભૂતને જ સંઘરીને ચાલશે. ઘણી શિક્ષણપ્રથાઓ આવી ચીલે-પંથી થઈ રહે છે અને સરકારને જોરે ચાલતી રહે છે. પ્રજાનો આત્મા પ્રગટ કરવા માટે એ કામ દઈ ન શકે. તેને માટે સ્વતંત્ર પ્રયત્ન કરનારા વિરલ જીવનવીરો હમેશાં જાગ્રત પ્રજાઓમાં હોય જ છે, જે તે તે દેશના શિક્ષકોને દોરે છે. આપણું રાષ્ટ્ર પોતાના સ્વત્વને પામે છે તે વખતે ગાંધીજીને આ યોજના સૂઝી છે એ પણ ઓછી સૂચક ઘટના નથી. તેથી જ તેને એમણે પોતાની ઉમદામાં ઉમદા ભેટ કહી છે.

આશા છે કે, આ ચોપડી શિક્ષકોનો અને વિચારકોનો આવકાર પામશે. વિદ્યાપીઠ તરફથી ચાલતી શ્રી. તારાગૌરી ગ્રંથમાળામાં એ

પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમાં આ અગાઉ નીચેનાં બે પુસ્તકો બહાર પાડ્યાં છે —

૧. કલ્કી [ડૉ. રાધાકૃષ્ણન કૃત]

૨. મનુષ્યની સર્વાંગીણ કેળવણી [એલ.પી. જૅક્સ કૃત]

— એમાં આ ત્રીજો મણકો ઠીક મેળબંધ આવે છે, એમ કહેવાય. આચાર્ય કૃપાલાનીજી વિદ્યાપીઠના જ છે; એ એમનું ઘર છે. તેથી, આ ચોપડી પ્રસિદ્ધ કરવા માટે રજા આપી એ માટે આભાર માનું, એ શિષ્ટાચાર પૂરતું જ. તાલીમી સંઘે ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની અમને રજા આપી તે માટે તેમનો આભાર માનું છું.

૧૩-૧-'૪૭

# અનુક્રમ

# પ્રાસ્તાવિક

પાયાની કેળવણી અથવા વર્ધા શિક્ષણને 'તાજેતરનું ઘેલું' એવું મજાકી છતાં આકર્ષક નામ આપીને, આચાર્ય કૃપાલાનીએ તે શિક્ષણના સિદ્ધાંતો સમજાવતી એક નાની ચોપડી અંગ્રેજીમાં લખી છે.

ગાંધીજીએ આ ચોપડીનું જે આદિવચન લખ્યું છે, તે ઉપરથી વાચક તેની જરૂરિયાત અને કિંમત સમજી શકશે :

"આ ચોપડી હું અથેતિ જોઈ ગયો છું. અનુભવમાં આવતી એક ઊણપ તેનાથી પુરાશે. જેને મારું 'તાજેતરનું ઘેલું' કહેવામાં આવ્યું છે,— ને તેય વળી કેળવણીના ક્ષેત્રમાં!— તે વિષે જિજ્ઞાસુઓને જે અનેક શંકાઓ પજવે છે, તે બધીનો જવાબ આપવાનો આ ચોપડીમાં પ્રયત્ન છે. આ૦ કૃપાલાનીએ ઘણાં વરસ કેળવણીકાર તરીકે કાઢ્યાં છે; એમણે આ પાનાંમાં એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે, આ 'ઘેલા'નું તળિયું બરોબર સાબૂત છે."

કૃપાલાનીજીની એક બીજી ચોપડીના આમુખમાં ગાંધીજીએ એમની શૈલી વિષે લખ્યું છે, તે પણ અહીં યાદ દેવા જેવું છે :

'આ૦ કૃપાલાનીની વિચારશૈલીમાં અને એમની કલમમાં કંઈક નોખાપણું છે, એ તુરત કળાઈ જાય છે. એને જાણનાર તુરત કહી દેશે કે, અમુક લખાણ એમનું જ છે.'

આ શૈલીનો પરિચય વાચકને આ ચોપડીમાં પણ ભારોભાર મળશે. દેશના શિક્ષિત સમાજમાં કૃપાલાનીજી ગાંધી-ફિલસૂફીના એક પ્રખર મીમાંસક અને અર્થકાર ગણાય છે. સમાજવાદી મંડળો તો, એક રીતે કહીએ તો, એમનાથી ડરે છે; કેમ કે એમની જ પરિભાષામાં એમનાં તત્ત્વોનું ખંડન અને ગાંધી-તત્ત્વોનું મંડન તે કરી આપે છે. અને કેળવણી તો એમનો ધંધો રહ્યો. તેના પ્રતીકરૂપે 'આચાર્ય' એવું વિશેષણ, તેથી જ દેશે એમને હમેશનું જોડી આપ્યું

છે. આ પુસ્તક આચાર્યની એ બેવડી હેસિયતથી લખાયેલું છે. પરંતુ તે વિષે તે પોતે પુસ્તકની પ્રસ્તાવનામાં કહે છે તે જ જોઈએઃ—

'હિન્દુસ્તાની તાલીમી સંઘના માસિક માટે મારે એક લેખ લખવો પડેલો, તેમાંથી આ ચોપડીની ઉત્પત્તિ છે. માસિક-સમિતિનાં મંત્રી શ્રી. આશાદેવીએ મારી પાસે લેખ માગ્યો; અને મારો નન્નો તે સ્વીકારે જ નહીં. મારે કામ છે એ દલીલ તો બાજુએ જ ધકેલી દેવામાં આવી. હું લેખક નથી એ દલીલની પણ કાંઈ અસર ન થઈ. જે કામને માટે જરૂરી શક્તિ ન હોય તે માથે લેવું પડે, એના જેવી નાગમતી ચીજ, મારા પૂરતું કહું તો, મને બીજી કશી લાગતી નથી. કુટેવોમાં લેખનની કુટેવ મને પડી નથી. મને એની હથોટી નથી. ચિત્ર, સંગીત ને કાવ્યની પેઠે લેખન એક લલિત કળા છે, એમ હું માનનારો છું. કળાકાર જે સામગ્રી વાપરે છે તેમાં શબ્દો સૌથી વધારે કીમતી છે. આ સુંદર સામગ્રી વાપરી જાણવાની જેનામાં શક્તિ નથી, તેણે તેને હાથ ન લગાડવો જોઈએ. હું એમ માનું છું કે, બીજી કળાઓની જેમ ઉત્તમ લેખનકાર્ય પણ, જેમની પાસે તેને માટેની કાંઈક સ્વાભાવિક શક્તિ હોય, તેઓ જ કરી શકે. એ એવું કામ નથી કે જે માત્ર તાલીમ કે શિક્ષણ લીધે શીખી શકાય. મારી પાસે તો નથી કુદરતી શક્તિ કે નથી તેની તાલીમ.

'એક બીજી મુશ્કેલી પણ મને છે: મારા પોતાના પ્રાંત-બહાર થયેલો હું મારા વસવાટના પ્રાંતની ભાષા નથી શીખ્યો. તેથી જે પરદેશી ભાષા મારફતે ચપટીક હું ભણ્યો છું, તેમાં મારે લખવું પડે છે. હું સાહિત્યનો વિદ્યાર્થી નહોતો, કે નથી મેં અંગ્રેજીનો અભ્યાસ એની વતન-ભૂમિમાં કરેલો. તેથી મારે વાપરવાની સામગ્રી પર કાબૂ રાખવાનું કૌશલ્ય પણ મારામાં ખૂટે છે.

'વળી એક મુશ્કેલી છે: મારા પોતાના વિચારો મારે લખવાના નથી. મારે ગાંધીજીના વિચારોનો અર્થ સ્પષ્ટ કરવાનો છે. બીજાના વિચારોનો અર્થ કરી બતાવવાનું કામ હમેશ અઘરું હોય છે. તેમાંય જો તે માણસ જીવતો હોય તો તો ખાસ. અને જો તે વિચારક વેગવાન અને પ્રગતિશીલ વ્યક્તિત્વ ધરાવતો હોય, તો તો તે કામ વધારે અઘરું બને છે.

વિચારો હમેશાં સ્થૂલ માધ્યમ દ્વારા જ બીજાને આપી શકાય છે. તેથી જે માધ્યમમાં થઈને તે બહાર પડે તેને લીધે તેમની સૂક્ષ્મ છાયાઓ ઘણી વાર હણાય છે. તોપણ, મને લાગે છે કે, જો કુદરતે કોઈને મૌલિક વિચારક ન બનાવ્યો હોય તોય, તેને માટે તેથી ઊતરતી સારી વાત એ છે કે, તે બીજાના મહાન વિચારોની કદર કરી જાણે. આ બેમાંની એક શક્તિ ન હોય તો બેવડું જ કમનસીબ થાય. મારામાં બીજી શકિત છે એમ હું માનું છું, અને એક અનુયાયી ને અર્થકાર માત્ર થવામાં મને શરમ નથી લાગતી. અને તેથી જ, અનેક વિઘ્નો છતાં, હું શ્રી. આશાદેવીના આગ્રહ અને વિનવણીને વશ થયો.

'જ્યારથી આ યોજના બહાર પડી છે ત્યારથી આપણી યુનિવર્સિટીઓના વિદ્વાન કુલનાયકવર્ગમાંથી કેટલાકે તેને પોતાના ખાસ શરસંધાનનું લક્ષ્ય બનાવી છે. તેમની ટીકાનો ઉત્તર આપવાનો મેં કશો પ્રયત્ન કર્યો નથી. જે જમાનાના તેઓ છે, તેણે કેટલાક વિચિત્ર નમૂનાઓ પાછળ મૂકયા હોવા છતાં, તે કયારનો વીતી ગયો છે, એમ હું માનું છું આ નેક નામદારો પેલી વાતમાંના રિપ વાન વિંકલ છે: આપણી લોકપ્રિય મહારાણી વિકટોરિયાના જમાનામાં તેઓ પોતાની માનસનિદ્રામાં પડ્યા; હવે એ નિદ્રામાંથી એમને આપણા આજના ક્રાંતિકારી જમાનાનાં ગાંડા વેગવાળાં આંદોલનોએ ધડ દઈને ઢંઢોળીને જગાડ્યા છે: તે વખતે તેઓ પલટાયેલા સંજોગોમાં ગોઠવાઈ જવા અશક્ત છે ને તેથી ગુસ્સે થાય છે. ભૂતકાળના કાટરડામાંથી એમનાં માનસશરીરોને પાછાં ખોદી કાઢી ચૂંથી બતાવવાં એ મારું કામ નથી. એટલે, જ્યાં જ્યાં મેં કાંઈ કે ટીકા કરી છે ત્યાં બધે મેં આજના જીવંત વિચારની મર્યાદામાં રહીને કરી છે.

'પરંતુ, ઉચ્ચ શિક્ષણનો શોખ જેમણે માણવો હોય તેમણે તેનું ખર્ચ ભોગવવું જોઈએ, નહિ કે મજૂરી કરતી અધભૂખી આમજનતા ઉપર તેનું બિલ તેઓએ ઓઢવું જોઈએ, — એટલું કહેવા ઉપરાંત ગાંધીજીએ પોતાના ઉચ્ચ શિક્ષણ બાબતના વિચારો હજી દેશ આગળ મૂક્યા નથી, એ મારે કહી દેવું જોઈએ. તેમણે માત્ર સાર્વત્રિક કેળવણીની પોતાની કલ્પના વિસ્તારથી મૂકી છે. તો પછી આપણી સરકારી વિદ્યાપીઠોના

કુલનાયકો શું કામ ચડભડે છે? યુનિવર્સિટી-શિક્ષણની હિંદમાં જે કિંમત હો તે હો; એમના એ કિલ્લા પર તો હલ્લો નથી થયો! ગાંધીજીએ દેશી કે પરદેશી એકે યુનિવર્સિટીનો ઊમરો ઓળંગ્યો નથી; અને કુલનાયકો એ ધંધાના તદ્વિદો ગણાય. એને અંગે જ્યારે દેશને સલાહ આપવાની ધૃષ્ટતા ગાંધીજી કરે, ત્યારે કુલનાયકો સુખે એમનો હાથ દેખાડે; અત્યારે શું છે?

'ગાંધીજીની યોજના ચર્ચવામાં હું માત્ર કેળવણીની જ મર્યાદામાં નથી રહ્યો. ગાંધીજીની સમગ્ર ફિલસૂફીની ભૂમિકામાં મેં એની ચર્ચા કરી છે. કોઈ પણ શિક્ષણપદ્ધતિની પૂરેપૂરી કદર અને કિંમત કરવી હોય, તો તે જે વિચારો તથા આદર્શોની પ્રતિનિધિ હોય, તે બધાની સાથે તે પદ્ધતિનો અભ્યાસ કર્યા વગર ન થઈ શકે. દાખલા તરીકે, સોવિયેટ પદ્ધતિની કેળવણી બરોબર સમજવા સારુ, સોવિયેટ ક્રાંતિ અને સોવિયેટ સમાજવ્યવસ્થાની ભૂમિકામાં તેનો અભ્યાસ કરવો જરૂરી છે. એમ જ, ગાંધીજીની કેળવણીપદ્ધતિ અને તેની કિંમત ઉત્તમોત્તમ ત્યારે જ સમજાય કે જ્યારે એમના બાકીના વિચારો અને ફિલસૂફીની યોગ્ય ભૂમિકામાં તે નિહાળવામાં આવે. તેથી, પુસ્તકના છેલ્લા પ્રકરણમાં મેં ગાંધીજીના સામાજિક–રાજકીય વિચારો ચર્ચ્યા છે તેને તથા તેની લંબાઈને દરગુજર કરવાની વિનંતી કરવાપણું મારે માટે રહેતું નથી.'

આચાર્ય કૃપાલાનીજીની આ ચોપડી અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયે લગભગ સાત વર્ષ થયાં. 'શિક્ષણ અને સાહિત્ય' માસિકમાં ગુજરાતી વાચકો માટે એમાંથી કેટલાંક પ્રકરણો ટુકડે ટુકડે ઉતાર્યાં હતાં. તે વખતે તે આખી ચોપડીનું અક્ષરશઃ ભાષાંતર આપવાની ધારણા ન હતી, પરંતુ તેના મુખ્ય વસ્તુને કહેવા સારુ જરૂર લાગે ત્યાં ટૂંકાવી લેવાની છૂટ રાખી હતી. એ પ્રમાણે ચોપડીનો લગભગ અર્ધો ભાગ તેમાં પ્રસિદ્ધ થયો હતો. બાકીનાં પ્રકરણોનું ભાષાંતર પૂરું કરીને આ સાથે આખું લખાણ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## ૧

# વર્ધા યોજનાની રજૂઆત

### ૧

સેવાગ્રામના ડોસા દેશ આગળ અવનવી અને અણઅજમાવેલી યોજનાઓ મૂકીને, અવારનવાર તરખાટ મચાવી મૂકે છે. એમના વિચારો જોઈ લોકને થાય છે કે, આ વળી શું! 'किमिदं यक्षम्'। પૂર્વ અનુભવોથી એ વિચારો વિરુદ્ધ જતા હોય છે, અને આચાર તથા વિચારની સામાન્ય પરિપાટીને તે મળતા નથી આવતા. ભણેલાઓને તો એમનાથી ભારેમાં ભારે આઘાત પહોંચે છે. પોતાની પાસે પડેલાં પુસ્તકિયા જ્ઞાન, પદવીઓ અને પ્રમાણપત્રોને જોરે, એમને સ્વાભાવિક રીતે લાગે છે કે, નવી યોજનાઓ વિષે જાણવા જેવું જે કાંઈ હોય તે બધું અમે જ જાણીએ. તદ્વિદ કહેવાતા લોકો તો ખાસ ચિડાય છે. એમને એમ લાગે છે કે, આ ડોસો મોટો ચમરબંધી, પોતાની નવી રીતે જે કોકડું ઉકેલવા માગે છે, તે તો અમારો ખાસ વિષય છે; તેથી, બીજું કાંઈ નહી તોયે અમે તો તે વિષે બધું જાણીએ જ ને? પોતાને ક્રાંતિકારી માનનારા લોક પણ મૂંઝાઈ પડે છે. એમના ક્રાંતિકારી વિચારો તેમના જાત-અનુભવ કે સહજશક્તિમાંથી ભાગ્યે જ જન્મ્યા હોય છે. એમના બીજા જ્ઞાનની પેઠે એ પણ ચોપડીઓમાંથી જ મેળવેલા હોય છે. જાતે નવી યોજનાઓ વિચારી કાઢવાની કે શરૂ કરવાની એમને ટેવ નથી હોતી. એટલે તેઓ અગાઉના દાખલાઓને આધારે ચાલે છે. તેથી નવા વિચારનો જ્યારે એમના ઉછીના લીધેલા જ્ઞાનની સાથે મેળ નથી ખાતો, ત્યારે તેઓ તેને એકાદ ઘસાતું વિશેષણ લગાડીને ઉડાડી દેવા માગે છે. એટલે તે નવા વિચારોને પ્રતિગામી, ક્રાંતિવિરોધી, મધ્યયુગીન, અવ્યવહારુ, ઘેલછાભર્યા, આધ્યાત્મિક વગેરે વિશેષણોથી નવાજે છે. આ વર્ગના ટીકાકારોને હાથે ગાંધીજીના વિચારોની આ જ વલે થાય છે.

ભણેલા લોકોમાં સમજની આવી ઊણપ શા માટે હોય છે? ગાંધીજીની યોજનાઓ અવ્યવહારુ અને અવનવી હોય છે તેથી? કે પછી તેમની જાહેરાત અને રજૂઆતમાં એવી કોઈ ખાસિયત હોય છે કે જેથી લોકો ખિજાય છે ને છંછેડાય છે? મને લાગે છે કે, એમની યોજનાઓ વિષે ગેરસમજ કે વિરોધ જગવવામાં એમના વસ્તુ કરતાં તે જે રીતે મુકાય છે તે રીત વધારે કારણભૂત હોય છે. પોતાની યોજનાઓને પૂરતા વિસ્તારથી રજૂ કરવાની ગાંધીજીને ટેવ નથી. સામાન્ય રીતે, એની શરૂઆત તે પોતાના આખરી નિર્ણયો જાહેર કરવાથી કરે છે. જે તર્ક-પદ્ધતિથી એ નિર્ણયો પર અવાયું હોય છે એ સાવ સ્પષ્ટ નથી દેખાતી. વળી, જે વિષયોમાં એ પડે છે એનાં પુસ્તકો એ લખતા નથી; તે વિષે નિબંધ જેવું કાંઈ લખતા નથી; તેની વકીલાત કરી બતાવવા તે પ્રયત્ન કરતા નથી. ખરા કે કાલ્પનિક એકે વિરોધીનું એ ખંડન કરતા નથી. તે બહુ થોડી જ હકીકતો અને આંકડા રજૂ કરે છે. સમર્થનમાં કોઈનું પ્રમાણ આપતા નથી. અમુક વખતે જે વિષયને પોતે હાથ પર લીધો હોય તેની જાણે પોતે જ પહેલ કરનાર હોય, એમ એ વર્તે છે. અને કયા વિષયમાં એ માથું નથી મારતા!

આમ આખરી રૂપમાં પોતાની કૃતિ પ્રજા આગળ રજૂ કરવાની પ્રક્રિયા કળાક્ષેત્રમાં યોગ્ય હશે; કેમ કે, કળાકાર પાસે એવી આશા નથી રખાતી કે, કળાકૃતિ તૈયાર કરતી વખતે તે પ્રેક્ષકોને પોતાના ઓરડામાં હાજર રાખે. પરંતુ વ્યવહારમાં સુધારા રજૂ કરવાને માટે તો એવી પ્રક્રિયા ભાગ્યે જ ફાવી શકે. કેમ કે, એવા સુધારાઓમાં લોકો નિષ્ક્રિયતાપૂર્વક માત્ર હા ભણે એ પૂરતું નથી; તેમાં તેઓ સક્રિય સહકાર દઈ ભાગ લે એ જરૂરનું હોય છે. તેથી જ ફિલસૂફી પર લખનારાઓ અને અમુક સુધારાની હિમાયત કરનારા તદ્દિદો જુદી પદ્ધતિ અખત્યાર કરે છે. સામાન્યતઃ તેઓ પ્રજાને પોતાના વિશ્વાસમાં લે છે, અને કઈ વિચારણાથી પોતાને અમુક નિર્ણયો પર પહોંચવું પડયું તેનાં પગથિયાંનો ક્રમ બરાબર રજૂ કરે છે. જાણે એ નિર્ણયો પર આવ્યા વગર એમનો છૂટકો જ નહોતો! વળી એ વિચારણા

તેમનો વાચક વર્ગ પચાવે તે સારુ તેઓ તેમને સમય આપે છે. વસ્તુ વિશદ કરી આપવાની આ પ્રકારની સયુક્તિક સૂક્ષ્મ માનસશાસ્ત્ર-શુદ્ધ પદ્ધતિથી, ધીમે ધીમે પ્રજા પલળતી જાય છે, અને નિર્ભયપણે એમ માનતી થાય છે કે, જાણે સ્વતંત્રપણે જ એ નિર્ણયો ઉપર પોતે પહોંચી છે — ઉપરથી કોઈએ પોતાના માથા પર એમને ઝીંક્યા નથી. ગાંધીજીની પદ્ધતિ આ બધાથી ઊલટી છે. લોકો પાસે જાણે એ પોતામાં અંધશ્રદ્ધા માગતા હોય, એવું એમની પદ્ધતિમાં લાગે છે. સહજસ્ફૂર્તિ અને શ્રદ્ધાના જમાનામાં ભલે એ યોગ્ય હોય, પણ આજના બુદ્ધિપ્રધાન અને ટીકાશીલ યુગમાં તો તેનાથી વિરોધ જ તીવ્ર બને છે.

મોટામાં મોટા ક્રાંતિકારી વિચારો અને યોજનાઓ, જેના પર તે તે ક્ષેત્રોમાં કામ કરતા સેંકડો તદ્વિદો અને તત્ત્વજ્ઞાનીઓએ ગ્રંથો લખ્યા છે, તેમને ટૂંકામાં ટૂંકી પ્રસ્તાવનાઓ સાથે જાહેરમાં મૂકવામાં આવે છે. આ પ્રસ્તાવનાઓ ગાંધીજીના વિચારોને અને કહેવાની મતલબને સ્પષ્ટ કરવાને બદલે ઘણી વાર ગૂંચવતી જેવી લાગે છે. મિત્રો અને વિરોધીઓ તરફથી લાગલી જ તેની સામે વિરોધની વૃષ્ટિ થાય છે. થોડાક જે શ્રદ્ધાળુ હોય છે તે વધારે સ્પષ્ટતાની વાટ જુએ છે. અને અલબત્ત, યોગ્ય સમયે સ્પષ્ટતા થાય છે. પણ ગાંધીજીએ તો ત્યાર અગાઉ ક્યારનું કામ આરંભ્યું હોય છે! હમેશ એ તો પ્રત્યક્ષ કાર્યની જાણે ઉતાવળમાં જ હોય એવા લાગે છે. દલીલો કે તદ્વિદોનાં પ્રમાણો વડે નહિ, પણ પ્રયોગસિદ્ધ હકીકતોથી લોકોને ખાતરી કરી આપવા કે પોતાની સાથે સહમત કરવા તે ઇચ્છે છે. પરંતુ લોકને ભય એ કારણે ઊપજે છે કે, કશી યોજના ગાંધીજીએ રજૂ કરી, એનો અર્થ એ કે, મહાસભાએ અને પરિણામે દેશે તેનો અમલ કરવો જ જોઈએ.

રાષ્ટ્રના જીવન તથા કાર્યના કોઈ માર્મિક અને મહત્ત્વના વિભાગ-ને મારે કે તારે એવા મહત્ત્વના પ્રશ્નોને આ રીતે ટૂંકાણમાં — અને કોઈ કહે કે ધમંડથી — હાથ પર લેવામાં આવે, એ ચીડવી મૂકે એવી વાત છે. સામાન્યતઃ એની સામે રોષની લાગણી પ્રગટે છે. પણ ગાંધીજી તો પોતાના ધ્યેય પર મીટ માંડીને શાંતિથી આગળ વધ્યા કરે છે. પરંતુ, એમનું ટૂંકું સ્પષ્ટીકરણ ધીમે ધીમે કેટલાક લોકોનાં મગજમાં

ઊતરવા લાગે છે; અને એ મગજો અતિ લોખંડી થઈ ગયેલાં ન હોવાથી તેમનામાં કાંઈક સહાનુભૂતિના તાર છેડાય છે. આવા કેટલાક લોકો પછી ગાંધીજીની મદદે આવે છે, અને તેમના વિચારોને વ્યવસ્થિત રૂપ આપે છે, તથા શિષ્ટ ગણાતા વેશમાં મૂકી દેખાડે છે; કેમ કે એ રૂપમાં જ ભણેલા લોક એમને સમજી શકે છે કે કદરી શકે છે. પછી એમને મળતા આવતા કે એની જોડે બંધ બેસે એવા વિચારો શોધવામાં આવે છે; એ નવા ને ક્રાંતિકારી વિચારોનું સમર્થન કરવા અને તેમની યોગ્યતા સિદ્ધ કરવા, વિદ્વત્તાપૂર્ણ દલીલો આગળ કરવામાં આવે છે. એટલી જ વિદ્વત્તાપૂર્ણ દલીલો સામેથી આવે તેમનો જવાબ અપાય છે અને જાણીતાં તથા સર્વમાન્ય એવાં આવશ્યક આપ્તવચનો ટાંકીને તેમનું ખંડન કરવામાં આવે છે. તે તે કાર્યક્ષેત્રમાં નિશંકપણે સિદ્ધહસ્ત ગણાતા લોક પ્રયોગો કરવા લાગે છે અને તેને આધારે અમુક કામચલાઉ કાર્યક્રમ ઘડાય છે. પછી ભવિષ્યમાં વધુ સફળતાની આશા આપતાં થોડાંક પ્રત્યક્ષ પરિણામો રજૂ કરવામાં આવે છે.

૨

'વર્ધાયોજના' કે 'પાયાની કેળવણી'ના નામથી કહેવાતી નવી શિક્ષણ-યોજના શિષ્ટ ગણાતાં વેશમાં રજૂ કરવાની સ્થિતિમાં અત્યારે છે.* શરૂઆતમાં જણાવી એ જ લાક્ષણિક રીતે એની રજૂઆત થઈ અને ભણેલા વર્ગે કમર કસીને એનો વિરોધ કર્યો. 'હરિજન'ની દોઢ કતાર જેવડી પ્રસ્તાવના સાથે ઓચિંતી એને રજૂ કરવામાં આવી. અચૂક તેનું તાત્કાલિક સ્વાગત વિરોધ અને વાંધાથી જ થયું. આ તો ગાંધીજીની બધી અશક્ય યોજનાઓમાં પણ અશક્યતમ છે એમ કહેવાયું. ભણેલામાં ખપતા લોકે તો તેની સામે પણ ન જોયું. સમાજવાદીઓ પણ એ ભૂલી ગયા કે, ગાંધીજીની આ યોજના રશિયામાં અજમાવાતી વસ્તુની જાતની છે. સમજુમાં ખપતા લોકે ખભા મરડીને

* આ સાત વર્ષ પહેલાંની વાત છે. હવે તેની એ અવસ્થા વીતી ચૂકી ગણાય. ઈ. સ. ૧૯૪૬માં મૂળ અંગ્રેજી પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે કૃપાલાનીજીએ પોતે એ બાબતમાં જે લખ્યું છે, તે આ પુસ્તકને અંતે આપેલું છે. — અનુ૦

કે ઊંહકારથી હસી કાઢીને એને જાણે ખતમ જ કરી દીધી. એટલે ગાંધીજીએ તેની વિશેષ સમજણ પ્રમાણે આપી. તેનાથી થોડાક સમર્થકો એમને મળ્યા. કે પછી યોજના દેશ આગળ મૂકતા અગાઉ એમણે ખાનગીમાં કેટલાક સમર્થકો મેળવી રાખ્યા હતા? પાકા યુક્તિબાજ વાણિયા તે. ખરા જ ને! એ ગમે તેમ હશે, વિદ્વાનોની એક પરિષદ બોલાવવામાં આવી. કેળવણીના પ્રશ્ન વિષે ગંભીર વિચાર કરનારાઓ પૂરતી એ પરિષદ મર્યાદિત રાખવામાં આવી એમાં ડહાપણ હતું. કે પછી એ 'ફ્રેશનેબલ' દેખાય તે સારુ એમ કરેલું? પ્રાંતોના કેળવણીના પ્રધાનોને નોતરવામાં આવ્યા હતા. અલબત્ત, કેળવણીખાતું સંભાળનાર અમલદાર તરીકે કેળવણીમાં તેમને રસ હોય જ. થોડાક પૂરતી પરિષદ મર્યાદિત કરવાની તે યુક્તિ આબાદ ફાવી. વર્ધા જેવડું નાનું ગામ સવડ કરી શકે તેનાથી વધારે લોકોએ તેમાં હાજર રહેવા ઇચ્છા બતાવી.

ગાંધીજી પોતે તેના પ્રમુખ થયા. હિંદુસ્તાનીમાં અને વેપારીને છાજતી ત્વરાભેર એનું કામ થયું. બે દહાડા એને માટે પૂરતા હતા. અર્થશૂન્યતાથી માંડીને જેમનો ગમે તે અર્થ થઈ શકે એવા સામાન્ય સિદ્ધાંતો નક્કી કરાયા. એવા સર્વસામાન્ય એ હતા કે સાવ નિરપવાદ રીતે તે સ્વીકારી શકાય. વિદ્વાનોની એક સમિતિ નીમવામાં આવી. એને માટે એક ખંતવાળો અને કેળવણીમાં પ્રતિષ્ઠિત ગણાય એવો પ્રમુખ શોધવામાં આવ્યો. જામિયા મીલિયાના સ્વભાવે વિનયી છતાં મક્કમ આચાર્ય કરતાં કોણ એ પદ માટે વધારે યોગ્ય હોઈ શકત? પોતાની અને સાથીઓની અથાક પ્રવૃત્તિ અને પ્રયત્નોથી એમણે દિલ્હીમાં શૂન્યમાંથી કાંઈક સૃષ્ટિ પેદા કરી આપી છે.

ભણેલાઓ સમજી અને કદર કરી શકે એવી ભાષામાં સમિતિએ પોતાથી બનતું સંતોષપ્રદ નિવેદન જનતા આગળ મૂક્યું. એને આધારે મહાસભા પોતાની મહોર એના ઉપર મારે એવી વિનંતી થઈ. મહાસભાએ કોઈને વાંધો ન પડે એવો નિર્દોષ ઠરાવ કર્યો, અને ગાંધીજીએ સાદા લાગતા જે સિદ્ધાંતો મૂકેલા ને પરિષદે મંજૂર રાખેલા, તેમને બહાલી આપવામાં આવી. આ૦ નરેંદ્રદેવે તે ઠરાવ મૂક્યો. તેમણે સામાન્ય સિદ્ધાંતોનું સમર્થન કર્યું. અત્યાર સુધીમાં સમાજવાદીઓ સમજી ગયા

હતા કે, કેળવણીમાં શ્રમનો સિદ્ધાંત વિજ્ઞાનશુદ્ધ છે એટલું જ નહિ, સામ્યવાદ પ્રમાણે પ્રતિષ્ઠિત પણ છે અને રશિયાની કેળવણીનો તો મુખ્ય સિદ્ધાંત છે. જો નવી યોજના સફળ થવાની હોય તો આર્થિક દૃષ્ટિએ ઉપજાઉ સર્જક કામનો ખ્યાલ પણ સ્વીકારવો જોઈશે, એ એમને હજી શીખવાનું છે. નરેંદ્રદેવને આખી યોજના પૂરેપૂરી નહોતી ગમતી, પણ તેમનું સામાન્ય સમર્થન તો તેને હતું. ઠરાવને ટેકો આપવાનું આનંદપ્રદ કામ આ લેખકને સોંપવામાં આવ્યું હતું. ખુદ ડૉ. ઝાકીર હુસેન પાસેથી આંકડા અને હકીકતો બરોબર ભણીને હું તૈયાર થયો હતો. પરંતુ નરેંદ્રદેવે એવી છટાથી ઠરાવ રજૂ કર્યો, અને એમનો વિરોધ એવો ઢંકાયેલો રહ્યો હતો, તથા તેમનું વ્યાખ્યાન સૌને એવું તો ગમ્યું કે, હિંદીમાં ઊતરતા દરજ્જાનું વ્યાખ્યાન કરીને એમનાથી થયેલી અસરને બગાડવાનું મને ઠીક ન લાગ્યું. એટલે મેં એક વિધિ પૂરતું એને સમર્થન આપ્યું, જેવું મારા હોદ્દાની રૂએ અનેક ઠરાવોને માટે મારે કરવું પડે છે. ઠરાવ સર્વાનુમતે પસાર થયો. નવી યોજના ઉપર મહાસભાની મહોર વાગી.

ઠરાવમાં ડૉ. ઝાકીર હુસેન અને શ્રી. આર્યનાયકમને, ગાંધીજીની સલાહ અને દોરવણીથી, એક કેળવણી મંડળ સ્થાપવાનું જણાવવામાં આવ્યું, કે જે મંડળ પાયાની રાષ્ટ્રીય કેળવણીનો કાર્યક્રમ સંગઠિત રીતે તૈયાર કરે, અને જે લોકોના હાથમાં જાહેર તેમજ ખાનગી કેળવણીને દોરવાનું તથા દિશા આપવાનું કામ છે, તેમના સ્વીકાર અર્થે તેમની આગળ રજૂ કરે. તે જ બોર્ડને પોતાનું બંધારણ ઘડી કાઢવાની સત્તા પણ આપવામાં આવી.

બરોબર નિયત વખતે, ગાંધીજીની સલાહ મુજબ, તદ્વિદોનો સંઘ સ્થપાયો. શ્રી. નરેંદ્રદેવ અને આના લેખક એ બે જણ કદાચ રાજકારણી કહેવાય. તે બાદ કરતાં સંઘના બાકીના સભ્યો પ્રતિષ્ઠિત છે, અને વધારેમાં તો એ કે કેળવણી-ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત છે. સંઘની રચના એવી છે કે બધાં હિતો અને બધી કોમોને સંતોષ થાય. મુસ્લિમ લીગને કે જબરામાં જબરી ઓહદ-હિમાયતીને પણ તેના સભ્યો બાબતમાં કાંઈ જ કહેવાપણું ન હોઈ શકે. (૧૯૩૮ના) ગયા એપ્રિલમાં સંઘની બેઠક

થઈ, તેમ દરેક વિભાગ માટે અનેક ઉપયોગી ઉપ-સમિતિઓ નિમાઈ, માફકસરનું અંદાજપત્રક પસાર થયું, અને બીજું પરચૂરણ પણ અતિ ઉપયોગી કામ થયું.

આમ જે યોજના રાષ્ટ્ર પર અણધારી અને અવિધિસર ફેંકાયેલી, અને જેનાથી તેને જબરો આઘાત થયેલો, તે હવે ઠીક ઠીક ફાવતી અને ફળતી થવા લાગી છે. ગાંધીજી પોતાનું કામ આમ જ કરે છે અને ફાવે છે. એમના વિચારો જોકે દેખાવે નવાસવા લાગે છે, છતાં જ્યારે તેમને ઝીણવટથી ઝીણીને તપાસવામાં આવે છે ત્યારે તે, પહેલી નજરે લાગે તેવા નવા કે ક્રાંતિકારી નથી લાગતા. એમાં જે મૂંઝવનારું હોય છે, તે તો તે વિચારોને જાહેર કરવાની રીત છે.

૨

## વર્ધા યોજનામાં સમાયેલા મુદ્દાઓ

આ નવી યોજનાના મુખ્ય મુદ્દાઓ કયા છે? આ બે — (૧) કોઈ હાથઉદ્યોગની આસપાસ બધી કેળવણી વણવામાં આવે, (૨) તે હાથઉદ્યોગ વડે તૈયાર થતો માલ આર્થિક રીતે એટલો લાભદાયક હોય કે જેથી કેળવણીનું ચાલુ ખર્ચ — એટલે કે, શિક્ષકોનો પગાર — નીકળી રહે. આ બે વિચારો જ્યારે જાહેર થયા ત્યારે જેટલા અવ્યવહારુ અને નવાસવા લાગેલા, તેટલા ખરેખર છે કે કેમ, એ આપણે તપાસીએ.

સૌ સ્વીકારે છે છે કે હિંદની વર્તમાન શિક્ષણપ્રથા સાવ ખરાબ છે. એની ઊણપો ઢગલાબંધ છે. સારા અને શાસ્ત્રશુદ્ધ ગણાતા શિક્ષણના બધા જાણીતા સિદ્ધાંતોને એ ઉલ્લંઘે છે. શિક્ષણશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને સાર્વજનિક આરોગ્યના કાયદાની સામે તે જાય છે. પરંતુ, અહીં આપણો હેતુ આ આખી શિક્ષણપ્રથા કે તેની અનેકવિધ ઊણપો ચર્ચવાનો નથી. તેથી તેની વધારેમાં વધારે ઉઘાડી ઊણપો જ માત્ર આપણે લઈશું.

એ પ્રથા નરી બૌદ્ધિક છે. તેથી બધી રીતે તે જીવન અને વાસ્તવિકતાથી વેગળી પડેલી છે. વળી તે બુદ્ધિપ્રધાન પણ સંકુચિત અર્થમાં જ છે. પદાર્થોના વાચકો કે શબ્દો સાથે તે કામ લે છે; અને તે વાચકો જેમના પ્રતીક છે તે પદાર્થોને ઉવેખીને તે ચાલે છે. વસ્તુઓનું શાબ્દિક વર્ણન કરવામાં આવે છે; પરંતુ મૂર્તિમંત વસ્તુઓથી એમને પ્રત્યક્ષ નથી કરાવાતી. શિક્ષણનું વાહન લખાયેલા શબ્દો હોવાથી યાદદાસ્ત એનું મુખ્ય સાધન છે. પ્રત્યક્ષ હકીકતો અને વ્યવહારુ જ્ઞાન સાથે એ પ્રથાને ઓછી જ લેવાદેવા છે. વૈજ્ઞાનિક અંખતરા અને પ્રયોગ-કામ આ પ્રથામાં નથી એ બાબત ખાસ તરી આવે છે. તે ક્રિયાશૂન્ય, વર્ણનાત્મક અને પરોક્ષ છે. તેથી અવલોકન અને તે પરથી તરવાતું નિગમન તેમાં ખૂટે છે.

વળી, શારીરિક દૃષ્ટિએ પણ તે પ્રથા નિર્જીવ છે. ઊછરતા બાળકને આરોગ્યપ્રદ કશી ક્રિયા એ નથી પૂરી પાડતી: એને એ વર્ગના ઓરડામાં ગોંધી રાખે છે. તાજી હવા, તાપ અને પ્રકાશથી એને વંચિત રાખે છે. તેથી કરીને, અધૂરું પણ જે કાંઈ જ્ઞાન એ આપે છે, તેયે સમન્વિત કે એકીકૃત નથી બનતું. વિદ્યાર્થીની બધી શક્તિઓ — ખાસ કરીને એની ઇચ્છાશક્તિ — ખીલવવામાં નિષ્ફળ નીવડવાથી, તેના વ્યક્તિત્વની ખિલવણીને એ પ્રથા રોકે છે. બુદ્ધિનો ભારે મોટો દેખાડો કરવા છતાં, શંકાસ્પદ પરંતુ પ્રચલિત બનેલાં બાબા-વાક્યોને પ્રમાણવાની વૃત્તિ જ એ ઉત્તેજે છે.

આ બધાનું પરિણામ એ આવે છે કે, એ પદ્ધતિ દ્વારા કુશળ વાચાળો જ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્યારે તેઓ જીવનક્ષેત્રમાં જઈને ઊભા રહે છે, ત્યારે નિશાળના વર્ગોમાં તેમને માટે ઊભી થયેલી બધી આશાઓ ખોટી પડે છે. ઘણી વાર તો એમ બને છે કે, જે વિદ્યાર્થીઓએ ચોપડીઓ તરફ દુર્લક્ષ કર્યું હોય છે, તથા જેમને શિક્ષકોએ ડોઢ ગણી કાઢ્યા હોય છે, તેઓ પછીની જિંદગીમાં સારાં પરિણામ લાવતા દેખાય છે. જાણે કે, ચોપડીઓ તરફ દુર્લક્ષ કરવાને કારણે જ તેમને પોતાની જાત ઉપર ઊભવાની જરૂર પડે છે, અને એ રીતે તેમનામાં જાતે પહેલ કરવાની શક્તિ વિકસે છે. આથી તેમનાં

મગજનો થોડોઘણો વિકાસ થાય છે એટલું જ નહીં, પણ તેમની બીજી શક્તિઓ પણ વધે છે. શાળામાં તેમના કરતાં ચડિયાતા ગણાતા વિદ્યાર્થીઓ જ્યાં નિષ્ફળ નીવડે છે, ત્યાં તેઓ ઘણી વાર સફળ નીવડે છે. આથી કરીને આજની શિક્ષણપ્રથામાં કાંઇક ફેરફાર કરવાની જરૂર છે, એમ તો કેટલોય વખત થયાં લાગ્યા જ કરતું હતું.

મોટે ભાગે ખાનગી માલિકીની અને ખાનગી દોરવણીવાળી કેટલીક રડીખડી સંસ્થાઓમાં આ શિક્ષણપદ્ધતિના પુસ્તકિયા વલણને સમતોલ કરવા માટે કાંઇક સામો બીજો ભાર ઉમેરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. પરંતુ એ પ્રયત્નો સમયપત્રકમાં થોડાક ઉદ્યોગોના વર્ગો ઉમેરવા પૂરતા જ મર્યાદિત હોય છે. તેમની પાછળનો હેતુ વિદ્યાર્થીને થોડાક વધુ ક્રિયાવાન કરવાનો તથા શારીરિક કામ અને મજૂરી પ્રત્યેનું તેનું વલણ બદલવાનો છે. નહીં જેવી પુસ્તકિયા કેળવણી પામેલાઓ પણ શારીરિક મજૂરીને પોતાને માટે હીણપદભરેલી માનતા થઈ ગયા હતા. અને એ માન્યતા એટલી હદે પહોંચી હતી કે, ગામડામાં બહુ ઓછા પગારવાળા શિક્ષક થવું કે કોઈ શહેરમાં કારકુની કરવી, એની તુલનામાં, ખેતી તેમ જ વેપારવણજનું કામકાજ પણ ઊતરતું ગણાતું હતું. આ વૃત્તિ થોડેઘણે અંશે આજ સુધી ચાલતી આવી છે; પરંતુ હવે ગમે તેવી અધૂરી રીતે શીખવાતા કે શીખવામાં આવતા ઉદ્યોગને લગતું કોઈ ને કોઈ પ્રકારનું શારીરિક મજૂરીનું કામ શાળામાં વિદ્યાર્થી કરતો હોવાથી, શારીરિક મજૂરી સાથે લાગેલી હીણપદની ભાવના ધીમે ધીમે ઘસાતી ચાલી છે.

પરંતુ ઉદ્યોગના આવા છૂટાછવાયા વર્ગો દ્વારા એ દિશામાં જેટલું પરિણામ ન લાવી શકાયું, તેટલું કેળવણી પામેલા અને નોકરી શોધતા યુવાનોની વધારેપડતી 'પેદાશ'થી ઊભી થયેલી આર્થિક મંદી અને બેકારી દ્વારા વધારે સારી રીતે આવ્યું. દર વર્ષે શાળાઓ અને કોલેજો નોકરીના આ ઉપાસકોની સંખ્યામાં વધારો કરતી જ રહે છે; પરંતુ આપણા દેશની અનોખી રાજકીય અવસ્થાને લીધે, તેઓની માગ તો લગભગ સ્થિર જ રહે છે. આને લીધે નર્યા પુસ્તકિયા જ્ઞાન સાથે કમાણી કરાવી શકે તેવા ઉદ્યોગોનું શિક્ષણ દાખલ કરવા સારુ શાળાઓ

ઉપર વધુ ને વધુ દબાણ લાવવામાં આવતું જાય છે. વળી જ્યાં આવા ઉદ્યોગો જ શીખવાતા હોય તેવી જુદી શાળાઓની પણ માગણી થતી જાય છે. એ બંને દિશાઓમાં થોડીઘણી પ્રગતિ થઈ છે. પરંતુ એ તો ઉઘાડું છે કે, એનાથી બેકારીના પ્રશ્નનું આંશિક નિરાકરણ પણ સિદ્ધ થતું નથી, કે થઈ શકે તેમ પણ નથી. જે વિદ્યાર્થીઓ કોઈ હુન્નર કે ઉદ્યોગ, શાળામાં રોજ એક કે બે વર્ગો દરમ્યાન થોડો સમય યાંત્રિક રીતે શીખ્યા હોય, તેઓ, નાનપણથી જ પોતાનાં માબાપ કે સંબંધીઓની સાથે ઉમેદવારી કરીને તૈયાર થયેલ વંશપરંપરાગત કારીગરોની સરખામણીમાં ઊતરી શકે જ નહીં. વંશપરંપરાગત કારીગરો તો તેમના કરતાં વધુ માલ ઉત્પન્ન કરી શકે, વધુ સારું કામ કરી શકે, તથા પ્રમાણમાં થોડી રોજીથી સંતોષાઈ શકે. કારણ કે, ઘેર કે શાળામાં જઈને તેઓએ ખરચાળ ટેવો પાડી નથી હોતી. પરંતુ આજકાલ તો પરદેશથી આવતા તૈયાર માલની આયાતમાં વર્ષોવર્ષ વધારો થતો રહેવાને કારણે, તથા હિંદુસ્તાનમાં પણ તેવો માલ તૈયાર કરવાનાં કારખાનાં કાંઈક અંશે વધતાં જતાં હોવાથી, વંશપરંપરાગત કારીગરોની આર્થિક સ્થિતિ પણ તંગ બની ગઈ છે અને તેઓને આજીવિકા શોધવા બહાર જવું પડે છે અથવા શહેરોમાં ભાડૂતી મજૂર તરીકે કામ કરવું પડે છે. તો પછી આ રોજ સંકુચિત થતા જતા ક્ષેત્રમાં 'ભણેલા' કારીગરનો સમાવેશ ક્યાંથી થઈ શકે? તે શક્ય જ નથી. આમ, ભણેલાઓની આર્થિક સ્થિતિના તેમ જ તેમની બેકારીના પ્રશ્નો અણઉકેલાયલા જ રહ્યા છે.

ગાંધીજીની નવી યોજના આ પરિસ્થિતિની ભૂમિકામાં રજૂ થાય છે. તેનો હેતુ શારીરિક કામ તથા મજૂરીને હીણપદભર્યાં મટાડવાનો માત્ર નથી; કે આજીવિકા માટે યાંત્રિક રીતે શિખાતો કોઈ ઉદ્યોગ પૂરો પાડવાનો નથી. શારીરિક મજૂરીને શિષ્ટ ઠરાવવાની બાબતમાં તો, ગાંધીજીએ અને તેમની સત્યાગ્રહની ચળવળે તેની હીણપદ દૂર કરવામાં જેટલું કર્યું છે, તેટલું બીજી કોઈ એક વ્યક્તિએ કે આધુનિક કાળની બીજી કોઈ ચળવળે કર્યું નથી. ગાંધીજીએ પોતાના રેંટિયા અને ખાદી વડે, તેમ જ આપભોગ, સાદાઈ અને પ્રજાના આમવર્ગ સાથે સમભાવ

સાધવાની વસ્તુ ઉપર ભાર મૂકીને, તથા નોકર ઝાડુવાળા કે ધોબી ઉપર આધાર રાખ્યા વિના આરોગ્ય અને વૈયક્તિક સ્વચ્છતા જાળવવાના તેમના નવા વિચારો વડે, શારીરિક મજૂરીને તેને ઉચિત એવા આદરને સ્થાને જેટલી અસરકારક રીતે પુનઃસ્થાપિત કરી છે, તેટલી, શાળાના કોઈ ઔદ્યોગિક વર્ગો વડે કદી કરવાની કલ્પના પણ કરી શકાય નહીં. તેથી તેમને એ હેતુ માટે કેળવણીની કોઈ યોજના રજૂ કરવાની જરૂર નથી. ઉપરાંત તેમણે રજૂ કરેલી નવી પદ્ધતિનો હેતુ યાંત્રિક રીતે અને અધૂરી રીતે શિખાયેલા કોઈ ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થીને આર્થિક દૃષ્ટિએ પગભર કરવાનો પણ નથી. એ યોજનામાં તો કોઈ જુદી અને ક્રાંતિકારી વસ્તુ જ રજૂ કરવામાં આવી છે. તેનાથી શારીરિક મજૂરીને તેનું આદરનું યોગ્ય સ્થાન મળે જ છે, તથા વિદ્યાર્થીને સાદી અને પ્રામાણિક આજીવિકા મળવાનું પણ નિશ્ચિત થાય જ છે; પણ તે તો તેનાથી પણ આગળ જઈને એવું કરવાનો પ્રયત્ન કરે છે, કે જેવો પ્રયત્ન ભૂતકાળમાં ભાગ્યે જ કરવામાં આવ્યો હોય. ગાંધીજી જે કહે છે તે તો શિક્ષણનું માધ્યમ બદલવાની વાત છે. તે તો આજનું શિક્ષણ જે બારાખડી અને જે ભાષા દ્વારા શીખવાય છે તથા શિખાય છે, તેને જ બદલવા ઇચ્છે છે. એ કાંઈ અભ્યાસક્રમ કે શીખવવાના વિષયોમાં જ કરવાનો ફેરફાર નથી, પરંતુ પદ્ધતિનો ફેરફાર છે. આ યોજનામાં મજૂરી એ જાતમહેનત શીખવવાના કે કરવાના કામના અર્થમાં નથી રહેતી. તે તો આખી શિક્ષણની વસ્તુને સંગઠિત — સમન્વિત કરવાની ચીજ બની જાય છે. વિદ્યાર્થીનો બુદ્ધિવિષયક, કળાકૌશલ્યવિષયક, વિજ્ઞાન-વિષયક, અને શરીરવિષયક વિકાસ એકસાથે સાધવામાં તે મદદગાર બને છે. અલબત્ત, ચોપડીઓ અને લેખિત શબ્દ કાંઈ જતાં કરવામાં નથી આવતાં; પણ શિક્ષક સાથે તથા બીજા વિદ્યાર્થીઓ સાથે મળીને ઉત્પાદક કામ કરતાં કરતાં વિદ્યાર્થીએ તેમને ફરી વિચારી કાઢવાનાં, ફરી શોધવાનાં અને ફરી લખવાનાં રહે છે. આ ફરી વિચારી કાઢવાની, ફરી સર્જવાની, અને ફરી લખવાની વસ્તુને ગાંધીજી સાચી કેળવણી કહે છે. શિક્ષણ આ પદ્ધતિમાં વ્યક્તિ તેમ જ જાતિના, તેમ જ તમામ પ્રકારનાં વિદ્યા, કળા, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, અને ધર્મના કુદરતી વિકાસના માર્ગને અનુસરે છે.

૩

# સંસ્કૃતિની પ્રગતિ અને પાયાની કેળવણી

માનવ ઇતિહાસના ઉષઃકાળમાં મનુષ્ય જ્યારે લગભગ પેટે સરકતું પ્રાણી હતો, ત્યારે તેણે પોતાનું માથું કેવી રીતે ઊંચું કર્યું તથા તે ટટાર ઊભો રહેતો કેવી રીતે થયો? નર્યાં પશુઓથી તેને જુદો પાડનાર વિશિષ્ટતાઓ તેણે કેવી રીતે ધીરે ધીરે પ્રાપ્ત કરી? — એ પ્રશ્નોના જવાબમાં કહી શકાય કે, નિરીક્ષણ અને પ્રયોગ એ દ્વિવિધ પ્રક્રિયા દ્વારા જ તે કેળવાતો ગયો છે, તથા ઉન્નત થતો ગયો છે. તેણે પ્રથમ ભૌતિક સૃષ્ટિનું નિરીક્ષણ કર્યું અને પછી તેના ઉપર પોતાના હાથ અજમાવી જોવા માંડ્યા. ભૌતિક સૃષ્ટિની રીતિ-નીતિ સમજી સમજીને તેણે વસ્તુઓ ઘડવાનું શરૂ કર્યું. તેણે પોતાની ઇંદ્રિયોનો ઉપયોગ કરવા માંડ્યો; અને મુખ્યત્વે તો તેણે પોતાના હાથનો ઉપયોગ શરૂ કર્યો, કે જે હાથ આટલી ચાલાકીથી અને આટલી નાજુકાઈથી વસ્તુઓના આકાર ઘડી શકે છે. જેમ જેમ તે બાહ્ય સૃષ્ટિ ઉપર કામ કરતો ગયો, તેમ તેમ તે તેના કાયદાઓ અને ખાસિયતોનું થોડુંઘણું જ્ઞાન મેળવતો ગયો. પછી તેણે પોતાની સહજસ્ફુરણા, કલ્પનાશક્તિ તેમ જ બુદ્ધિશક્તિને પોતાને કામે લેવા માંડ્યાં. જે જે યાંત્રિક તરકીબો તેણે શોધી કાઢી, તેમના વડે તે પોતાની મુસ્કેલીઓ અને વિઘ્નોને વટાવી જવા શક્તિમાન થતો ગયો. કુદરતની મનસ્વી શક્તિઓનું રમકડું હોવાને બદલે હવે તે તેમના ઉપર વધુ ને વધુ કાબૂ મેળવતો થયો. ધીમે ધીમે તેણે કુદરતનું નિયમન કરનારા સામાન્ય નિયમોનું પ્રાથમિક જ્ઞાન મેળવ્યું. એના પાયા ઉપર તેણે પોતાનાં જુદાં જુદાં વિજ્ઞાનો ખડાં કર્યાં. પહેલાં તે પોતાનું કામ વગર સમજ્યે જડ રીતે કરતો, તેને બદલે હવે તે વૈજ્ઞાનિક રીતે કામ કરનારો થયો. પોતાના હાથ તેમ જ પોતાનાં પ્રાથમિક દશાનાં ઓજારો અને યંત્રો દ્વારા કામ કરતાં કરતાં તેણે જે સામાન્ય નિયમો તારવી કાઢ્યા, તેમનું તેથી આગળ તારણ કરવા જતાં ફિલસૂફી ઊભી થઈ. હવે તો વિશ્વનાં ગૂઢમાં ગૂઢ રહસ્યો તેની આગળ પ્રગટ થવા લાગ્યાં.

મૂળની અણપલોટાયેલી બાહ્ય સૃષ્ટિની અંધાધૂંધીમાં થોડી વ્યવસ્થા લાવ્યા બાદ તેણે સ્વાભાવિક રીતે જ પોતાની જાત તરફ નજર ફેરવી. બધાં પ્રાણીઓમાં તે એક જ એવો હતો કે જે નવું ઘડી શકે તથા નવું શોધી શકે. તો પછી પોતાની આસપાસની જડ-ચેતન સૃષ્ટિથી જુદો એવો તે પોતે કોણ હતો? તેણે પોતાની દૃષ્ટિ અંતર્મુખ કરી, અને પોતાના અંતઃકરણની આંતરિક પ્રવૃત્તિઓના નિયમો શોધી કાઢ્યા. એમાંથી તેના અધ્યાત્મનું અને ધર્મનું શાસ્ત્ર — માનસશાસ્ત્ર ઊભું થયું. બીજી બાજુ કુદરતમાં એકલા જ કામ કરવા જતાં તેણે શોધી કાઢ્યું કે, વૈયક્તિક રીતે તે એકલો પોતાની બાહ્ય પરિસ્થિતિ ઉપર વિજય મેળવવા જતાં ફાવી શકે તેમ નથી. તેથી તેને તે જ ક્ષેત્રમાં કામ કરનાર બધાનો સહકાર શોધવો પડ્યો. ધીમે ધીમે તેણે ટોળીઓ, જ્ઞાતિઓ, વર્ગો અને પ્રજાઓ ઊભી કરી. આમ નાગરિક જીવન અને રાજ્યવ્યવસ્થા શરૂ થયાં; અને બીજાઓ સાથે સલાહસંપ અને સહકારથી જીવવા ઇચ્છતા સામાજિક પ્રાણી માટે ઉચિત એવા નિયમો તેણે ઘડ્યા. તેણે જોઈ કાઢ્યું કે, ભૌતિક સૃષ્ટિ ઉપરના પોતાના હક ભોગવવાનું તેણે એવી રીતે નિયંત્રિત કરવું જોઈએ કે જેથી બીજાઓના તે જ જાતના હકની આડે તે ન આવે. આમ તેણે પોતાના સામાજિક તેમ જ રાજકીય હકો, ફરજો, જવાબદારીઓ અને વફાદારીઓ ઊભાં કર્યાં, અને પોતાના વૈયક્તિક જીવનમાં તેમ જ સમાજના જીવનમાં નીતિધર્મ, કાયદાકાનૂન, અને રાજ્યવ્યવસ્થાનો વ્યવહાર તેમ જ શાસ્ત્ર દાખલ કર્યાં.

જંગલનો જંગલી અને ઝનૂની માણસ — જેને વત્તેઓછે અંશે જાનવર જ કહેવો જોઈએ — તે આ પ્રક્રિયાથી પોતાની જાતને કેળવીને ઉન્નત થયો છે અને ક્રમે ક્રમે સુધર્યો છે. હવે તે થોડે ઊંચે આવી ગયો છે. એટલે પોતે જે સીડીએ થઈને ઊંચે ચડ્યો છે, તેને લહેરથી ભૂલી ગયો છે. કેટલીક વાર તો તે પોતાનું કામ પૂરું થયું માની તે સીડીને ફગાવી દેવા પણ માગે છે. પણ તેનું કામ સાચે જ પૂરું થયું છે? પોતે મેળવેલા લાભોને સંગઠિત કરતા રહી, તેણે શું હરહંમેશ નવા નવા વિજયો મેળવતા જવાનું નથી? એ બીજા પ્રશ્નનો જવાબ જો 'હા' હોય, તો તેના બધા પ્રયત્નોમાં પેલી જૂની પ્રક્રિયા

જ ઘૂંટાતી રહેવી જોઈએ; નહીં તો અવનતિની સામી પ્રક્રિયા — કે જે શબ્દો અને બાહ્ય ટાપટીપની બાબતમાં પાવરધી હોય છે, પરંતુ સર્જક વિચાર અને ક્રિયાની બાબતમાં શૂન્ય હોય છે — તે તેના ઉપર ચડી બેસવાની. એ જાતની પ્રક્રિયા, જ્યારે કોઈ સંસ્કૃતિ ભાગી પડવા માંડે છે, ત્યારે તેની શરૂઆતમાં હમેશ દેખા દે છે, એવી ઇતિહાસની સાખ છે.

હવે, બાળક પણ પોતાની ઇંદ્રિયોની પ્રવૃત્તિ શરૂ કરે છે તે વખતે પ્રારંભકાળના પેલા જંગલી માણસ જેવું જ અણઘડ હોય છે. તે બાળકને કેળવણી દ્વારા ઊંચે લાવવાનું તથા સંસ્કારી બનાવવાનું હોય છે. પરંતુ આજની કેળવણીની પદ્ધતિ તો તેને એક જાનવર માનીને ચાલે છે અને તેની સાથે તે રીતે કામ લે છે. તેની તાલીમમાં તેની પાસે પોપટની પેઠે અમુક શબ્દો અને વાક્યો બોલાવવામાં આવે છે. તે તેમને બોલતો જાય છે, અને થોડા સમય બાદ એ જાતના શબ્દો બોલવામાં તે ચતુર બની જાય છે. થોડે થોડે ગાળે આ નાના પશુને મિત્રો અને પડોશીઓ આગળ પોતાના ભણતરનું તથા શબ્દો વાપરવાની આવડતનું પ્રદર્શન કરવા લઈ જવામાં આવે છે. અને એમાં તે સફળ નીવડે તો તેને ઉચિત ઇનામો, ડિગ્રીઓ અને ખિતાબો એનાયત કરવામાં આવે છે. ત્યાર પછી કૂતરાના કે વાંદરાના ભટોળિયાની માફક તેને કેટલીક વ્યવહારુ કરામતો શીખવવામાં આવે છે. તે બાળક તે બધી કરામતોની પાછળ રહેલી પ્રક્રિયા કે તેનું રહસ્ય સમજ્યા-બૂજ્યા વિના તેમને યાંત્રિક રીતે કર્યા કરે છે. આ પ્રક્રિયા કે, જેને ખોટી રીતે કેળવણી કહેવામાં આવે છે, તેનાથી એ બાળક ગૂંગળાઈને મરી જતું નથી તે કંઈ એ પદ્ધતિનો દોષ નથી. એનું કારણ તો એ છે કે, વસ્તુતાએ તે બાળક એક માનવ પ્રાણી છે, પશુ નથી. પોતાના માર્ગમાં કેળવણીએ ઊભા કરેલા અંતરાયો તે ઉલ્લંઘી જાય છે, અને તેની ઉપરવટ થઈને તે કાંઈક પ્રકારનું જ્ઞાન મેળવી લે છે. પરંતુ એક વાત ચોક્કસ છે કે, જો તેની કેળવણીની પ્રક્રિયા માનવ વ્યક્તિ અને માનવ જાતિના કુદરતી વિકાસક્રમને અનુસરે, તો તે બાળક જલદીથી તથા વધુ સારી રીતે કેળવાય. તે રીતને અનુસરવા જતાં તેનું મગજ જ

નહિ, પણ તેની બધી શક્તિઓ ઉપયોગમાં આવે અને પરિણામે કસાય તથા વિકસે. તેની આંખો, હાથ અને તેવી બીજી ઇંદ્રિયો પણ કેળવાય: તેઓ વધુ કાર્યક્ષમ બને. તેની કલ્પનાશક્તિ અને તેની શોધકબુદ્ધિ ફળપ્રદ પ્રવૃત્તિરૂપે ખીલી ઊઠે. આજે તેને જે વિવિધ નિષેધો અને દબાણો નીચે ગૂંગળાવું પડે છે, તે બધા દૂર થઈ જાય; અને અમુક ઉદ્દેશસર ક્રિયા કરવાથી તેની સંકલ્પશક્તિ વિકસે તથા તેનું વ્યક્તિત્વ સંગહિત અને સમન્વિત બને.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારતાં પણ આ જાતની કેળવણી ઊછરતા બાળક માટે આવશ્યક છે. તેની પ્રકૃતિને વ્યક્ત થવા તેમ જ વિકસવા માટે મોટા પ્રમાણમાં શારીરિક ક્રિયાની જરૂર છે. કામ કરવા દ્વારા અને રમવા દ્વારા જ તેનું મગજ સક્રિય થઈ શકે છે. જૂની પદ્ધતિએ ચાલતી નિશાળોમાં બાળકની ચંચળ અને ઊભરાતી ક્રિયા-શક્તિને વ્યક્ત થવાને માટે ઉપયોગી કે યોગ્ય ક્ષેત્ર ન મળવાથી તે વિનાશક માર્ગોએ વળી જાય છે, અને ગુંડાગીરી તથા તોફાન રૂપે પ્રગટ થાય છે. તેની સર્જક શક્તિને કેળવવાને કે દોરવાને બદલે સજા કરીને દબાવી દેવામાં આવે છે, અને આ રીતે તેને વ્યર્થ જવા દેવામાં આવે છે. બીજાનું આપેલું જ નિષ્ક્રિયપણે ગળ્યા કરવાની શક્તિવાળા વિદ્યાર્થીઓ, કે જેઓ પછીની જિંદગીમાં આ વિષમ તથા નિષ્ઠુર જગતના જીવનસંગ્રામ માટે અયોગ્ય સાબિત થાય છે, તેઓને, આ નવી પદ્ધતિ, તેમની સ્મરણ-શક્તિ અને તેમનાં મગજ એકલાં જ વાપરતાં શીખવવાને બદલે, તેમની બીજી ઇંદ્રિયો વાપરતાં શીખવીને વધુ પ્રાણવાન બનાવે છે. બીજી બાજુ, પેલા ક્રિયાશીલ, ચંચળ, અદમ્ય, તોફાની અને ધાંધળિયા વિદ્યાર્થીઓ, કે જેમને આજની શાળાઓમાં અનિચ્છનીય ગણવામાં આવે છે તથા જેઓ સતત ઠપકો તથા સોટીનો માર વહોર્યા કરે છે, તેઓ આ પદ્ધતિ હેઠળ પોતાનું સ્વત્વ ફરી પ્રાપ્ત કરે છે અને પોતાની વિશિષ્ટ બક્ષિસો દ્વારા સમાજને સમૃદ્ધ કરે છે. જ્યારે ઉદ્યોગને જ શિક્ષણની પદ્ધતિ, તેનું માધ્યમ, કે તેની ભાષા બનાવવામાં આવે છે, ત્યારે બાળકની બધી શક્તિઓ ઉપયોગમાં આવે છે એટલું જ નહીં, પણ તેને તેના કામમાં, તેની શાળામાં, તેના સાથીઓમાં, અને તેના શિક્ષકોમાં

આનંદ પ્રાપ્ત થાય છે, કે જે તેને આજે નથી મળતો. પછી શિક્ષક-વેઠિયાઓનો મુકાદમ મટી, વિદ્યાર્થીઓનો વડો ભેરુબંધ, ભાઈબંધ, ભોમિયો કે દોરનાર બની રહે છે.

પરંતુ માનવજાતે જે કુદરતી પ્રક્રિયા અનુસાર શિક્ષણ તથા વિકાસ સાધ્યાં છે, તે બહુ ધીમી તથા વાંકીચૂકી હતી. તે પ્રક્રિયામાં બધું જ્ઞાન પ્રયોગો અને નિષ્ફળતાઓ દ્વારા જ પ્રાપ્ત થયું હતું. સફળતા હરહંમેશ મળવાને બદલે અપવાદ રૂપે જ પ્રાપ્ત થતી હતી. તો શું આપણા બાળકે પણ પોતાની કેળવણી એ જ ધીમી અને વાંકીચૂકી પદ્ધતિએ સિદ્ધ કરવાની છે? તેને પણ પ્રયોગ કરતાં કરતાં હારબંધ નિષ્ફળતાઓ મળ્યા બાદ અંતિમ ફળ રૂપે જ સફળતા પ્રાપ્ત થવા દેવી જોઈએ? તે રીતે તો, જીવનમાં પ્રવેશ કરીને કોઈ ધંધો કે રોજગાર શરૂ કરવા પહેલાં જે થોડાં વર્ષ કેળવણી માટે તેને મળે છે, તે દરમ્યાન તે કેટલુંક શીખી શકે? યુગો દરમ્યાન જે અનુભવ અને ડહાપણ માનવજાતે એકઠાં કર્યાં છે તેનો લાભ શું તેને આપવાનો નથી? આ પ્રશ્નનો જવાબ એ છે કે, આ નવી પદ્ધતિમાં બાળકને તેની ચોપડીઓ કે શિક્ષકો પાસેથી મળતી મદદ ફગાવી દેવાનું કહેવામાં આવતું નથી. જ્ઞાનપ્રાપ્તિમાં તેની પ્રગતિને વેગીલી બનાવવા, સરળ બનાવવા, તથા તેને યોગ્ય માર્ગે દોરવા માટે તેઓનું માર્ગદર્શન તો રહેવાનું જ છે. તેની પ્રગતિ ધીમી કે વાંકેચૂકે માર્ગે થવાની કાંઈ જરૂર નથી. બલકે, નવી પદ્ધતિમાં તો તેની પ્રગતિ આજની પદ્ધતિ કરતાં વધુ ઝડપી બનવાની છે. પરંતુ જે દરેક પગલું ભરવામાં આવશે, તેને તેના જાતઅનુભવ સાથે અનુબંધિત કે સમન્વિત કરવામાં આવશે, અને એ જાતઅનુભવ મેળવવામાં તે પોતે જ મુખ્ય તથા અગત્યનો ભાગ ભજવતું હશે. તેનું જ્ઞાન બીજાઓએ મહેનત કરીને મેળવેલાં પરિણામો જાણવા પૂરતું જ મર્યાદિત નહીં રહે. જે પ્રક્રિયાઓ દ્વારા માહિતી એકઠી કરાય છે અને જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે પ્રક્રિયાઓ પણ તે શીખશે. દરેક પગલું નજર સામેના લક્ષને અનુસરીને જ જાણી-સમજીને ભરવામાં આવશે. આમ બાળકને પોતાની મેળે માત્ર બીનાઓ જ શોધવાને પ્રેરવામાં નહીં આવે, પણ શોધખોળ કરવાના તેમ જ વિચાર કરવાના નિયમો

શોધવાને પણ પ્રેરવામાં આવશે. આ રીતે તે જે કાંઈ જ્ઞાન મેળવશે, તે તેના વ્યક્તિત્વના એક ભાગરૂપ બની જશે તથા તેને વૈજ્ઞાનિક રીતે વિચાર કરવાની ટેવ આપોઆપ પડશે.

દાખલા તરીકે, જો તેનો પાયાનો ઉદ્યોગ કપડું તૈયાર કરવાનો હશે, તો તે પ્રથમ પોતાનો કાચો માલ જે રૂ, તેનું જ્ઞાન મેળવવાથી શરૂઆત કરશે. અર્થાત્ એ રૂની શોધનો ઇતિહાસ, તેની ખેતી, તેનો ફેલાવો, તથા દુનિયામાં જે જે મુખ્ય મથકોએ તેની ખેતી થાય છે તેની માહિતી તે જાણી લેશે. વળી રૂની ખેતી કઈ આબોહવામાં તથા કેવી જમીનમાં થઈ શકે તે પણ તે જાણી લેશે. એ માહિતી તે બીજા પાકોની સરખામણીમાં મેળવશે. આમ તે ભૂગોળ, ઇતિહાસ અને ખેતીનું યોગ્ય રીતે સમન્વિત એવું કાંઇક જ્ઞાન મેળવશે. તેને પોતાના જ્ઞાનનો કોઈ અંશ યાંત્રિક રીતે ગોખણપટ્ટી કરીને યાદ નહીં રાખવો પડે. પછી જ્યારે તે પીંજવાનું શીખશે, ત્યારે માનવ ઇતિહાસમાં રૂ સાફ કરવા તથા પીંજવા માટે જે જુદી જુદી કરામતો યોજવામાં આવી છે, તે પણ તે જાણી લેશે. પછી કાંતતાં શીખતી વખતે તેને વજન, માપ અને સમયના વિભાગોનો ખ્યાલ મળશે. વળી કાંતવા માટે જે જુદાં જુદાં યંત્રો શોધવામાં આવ્યાં છે, તેમનું જ્ઞાન પણ તે મેળવશે. તે પોતે જે યંત્ર વાપરતો હશે તેનું યંત્રવિજ્ઞાન પણ તે શીખી લેશે. પછી જ્યારે તે વણવાનું શીખશે ત્યારે તે વણવાના યંત્રનું વધારે જટિલ યંત્રવિજ્ઞાન તથા તેના વિકાસનો ઇતિહાસ શીખી લેશે. આમ દરેક નવી ક્રિયા વખતે તેની માહિતી વધતી જશે તેમ જ સમન્વિત થતી જશે. તેથી તેણે મેળવેલું જ્ઞાન તેની જાતનો એક ભાગ બનતું જશે. આ જ્ઞાનની સાથે સાથે જ તેની વ્યવહારુ કુશળતા અને સંકલ્પબળ પણ વધતાં જશે.

•

## ૪

# ભૂતકાળના પ્રયોગો – ૧

### ૧. પૂર્વઇતિહાસ

અંગમહેનત અથવા કોઈ ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ, ગાંધીજીને પોતાને માટે તો, એક નવો જ સ્ફુરેલો ખ્યાલ છે. પોતાની પહેલાં આ ક્ષેત્રમાં થઈ ગયેલા કાર્યકર્તાઓ કે વિચારકોથી સ્વતંત્ર રીતે જ તેમને એ ખ્યાલ સ્ફુર્યો, એ વસ્તુ બતાવી આપે છે કે, તે ધરતીની કેટલા નજીક રહે છે. પરંતુ કેળવણીનો ઇતિહાસ તપાસીએ તો જણાય છે કે, આ જાતનો ખ્યાલ નવો પણ નથી તેમ જ ક્રાંતિકારી પણ નથી. આપણા કેટલાક કટ્ટર ક્રાંતિવાદી મિત્રોને શરૂઆતમાં લાગ્યું હતું તેમ, તે ખ્યાલ પ્રગતિના કાંટાને પાછો વાળનારો પણ નથી. ભૂતકાળમાં એ જાતના ખ્યાલની રજૂઆત વારંવાર કરવામાં આવેલી છે, તથા તેને અમલમાં મૂકી જોવાના ધ્યાન ખેંચે તેવા પ્રયત્નો પણ થયેલા છે.

માનસશાસ્ત્રનો આ તો એક સર્વમાન્ય સિદ્ધાંત છે કે, ૧૪ અથવા ૧૫ વર્ષની ઉંમર સુધી બાળક ઘન – નક્કર વસ્તુને જલદી પકડી – સમજી શકે છે. નક્કર વસ્તુઓ ઉપરથી તારવી કાઢેલા સામાન્ય કે પોકળ ખ્યાલો સમજવાની તેની શક્તિ બહુ મર્યાદિત હોય છે, તેથી તે ઘન અને નક્કર વસ્તુઓથી જ પોતાનું શિક્ષણ શરૂ કરે છે. તેવે વખતે તેના મનમાં શાળાના વર્ગો અને તેનાં પાઠ્યપુસ્તકો દ્વારા સામાન્ય કે પોકળ ખ્યાલો જ માત્ર ઠાંસ ઠાંસ કરવા, એ તો કુદરતે તેમ જ માનસશાસ્ત્રે નિયત કરેલા તેના શિક્ષણક્રમને ઉલટાવી નાખવા જેવું થાય. અને પરિણામે બાળક પાંગળું જ બની જાય. તેથી બાળકના શિક્ષણને નક્કર વસ્તુઓ ઉપર જ રચવાના અને એ રીતે તેને કુદરત તથા માનસશાસ્ત્રને અનુકૂળ બનાવવાના પ્રયત્નો ભૂતકાળમાં કરવામાં આવ્યા છે. ગાંધીજીએ જ્યારે શિક્ષણશાસ્ત્રના આ મહાન સિદ્ધાંતને જાહેર કર્યો, ત્યારે હિંદુસ્તાનના કેળવણીકારો તેને પિછાની ન શક્યા,

એ ઉપરથી તો એટલું જ સિદ્ધ થાય છે કે, આ વિષયને લગતું તેઓનું સૈદ્ધાંતિક જ્ઞાન પણ અધૂરું છે. તેથી તેઓ જે પૂર્વ ઇતિહાસ ભૂલી ગયા હોય એમ લાગે છે, તે એમને અહીં યાદ દેવરાવવો અસ્થાને નહીં ગણાય.

આદિકાળમાં બધું જ શિક્ષણ નિરીક્ષણ અને કામકાજ દ્વારા જ પ્રાપ્ત કરવામાં આવતું. તે સમયનું જીવન જ કામકાજ ઉપર નિર્ભર હતું, અને તે કામકાજ પણ શારીરિક જ હતું. પુરોહિતો, રાજાઓ અને ઉમરાવો વગેરે ઉપલા વર્ગો પણ શારીરિક શ્રમ દ્વારા જ પોતાનું પદ કાયમ રાખી શકતા હતા. લોકો જ્યારે શિકાર વડે, માછલાં પકડીને, કે ખેતી કરીને આજીવિકા ચલાવતા હતા તે સમયે, કે જ્યારે છાપેલાં તો શું પણ લખેલાં પુસ્તકો પણ વિદ્યમાન ન હતાં ત્યારે, જે કાંઈ થોડું જ્ઞાન-ભંડોળ મોજૂદ હતું, તે કામકાજ અને અનુભવ દ્વારા જ દુઃખ વેઠીને મેળવવું પડતું. તે કાળના જુવાનિયાઓને આજના અર્થમાં વિદ્યાર્થીઓ કહેવાને બદલે ધંધો શીખવા રહેલા ઉમેદવારો જ કહેવા જોઈએ. તેઓ પોતાના વિદ્યાગુરુઓ સાથે મઠો કે આશ્રમોમાં રહેતા અને ત્યાં રહી ગુરુ તેમ જ આશ્રમનું બધું કામકાજ કરતા. પરિણામે તેમના જ્ઞાનની ઇમારત વાસ્તવિક અને નક્કર પાયાઓ ઉપર રચાતી. તેમનું જ્ઞાન હમેશાં પ્રત્યક્ષ વસ્તુઓ અને ઘટનાઓ સાથે જોડાયેલું રહેતું. ઊંચામાં ઊંચા ગગનવિહાર વેળા પણ તે જ્ઞાનમાં નવી – તાજી ખેડેલી ધરતીની સુવાસ રહેતી. તે સમયનો ધર્મ પણ આજની જેમ કેટલીક અતિવ્યાપક કલ્પનાઓ રૂપ ન હતો. તેનાં બધાં વિધિ-વિધાનો વ્યાવહારિક કોટિનાં હતાં. તેનો યોગ અર્થાત્ સાધનામાર્ગ પોતે જ 'કર્મયોગ' એટલે કે કામકાજનો યોગ હતો.

પરંતુ મધ્યયુગમાં આ બધું બદલાઈ ગયું. ત્યાર સુધીમાં ધર્મપ્રક્રિયા પણ નક્કર મટીને થોડી વધુ ખ્યાલી બની ગઈ હતી. ધર્મગુરુઓ અને પુરોહિતોનો એક જુદો વર્ગ જ બની ગયો હતો. તેઓ હવે ધાર્મિક ગૂઢ રહસ્યોના જ નહિ, પણ જ્ઞાનમાત્રના ધારક બન્યા હતા. દરેક જાતની કેળવણી પુરોહિત - પાદરીઓના હાથમાં હતી. તે મોટે ભાગે વસ્તુશૂન્ય બની હતી, અને તેથી શબ્દો અને કલ્પનાઓમાં જ

પર્યાપ્ત થતી હતી. આમ બનવું કદાચ સ્વાભાવિક જ હતું. કારણ કે, તે કેળવણીનો હેતુ ધંધાધારી પાદરીઓ ઊભા કરવાનો હતો. શિક્ષકનું શું, પુરોહિતનું શું, વૈદનું શું, વકીલનું શું, અને પછીના સમયમાં રાજપુરુષનું શું,— વસ્તુતાએ બધી જ જાતના શિક્ષણનું કામકાજ બ્રાહ્મણો કે પાદરીઓના વર્ગના લોકો જ કરતા. અને પૂર્વના દેશોમાં તેમ જ પશ્ચિમના દેશોમાં, એ વર્ગના લોકોનું શિક્ષણ વ્યવહારથી — વસ્તુથી — પર જ રહેતું. મનુષ્યના ચિત્તે તારવેલી કેટલીક વ્યાપકમાં વ્યાપક તથા અંતિમમાં અંતિમ કલ્પનાઓ સાથે ધર્મને હંમેશ લેવાદેવા હોય છે. ઉપરાંત, તપસ્યા અને આશ્રમની ભાવનાવાળા આધ્યાત્મિક જીવનમાં બાહ્ય તેમ જ સ્થૂલ સૃષ્ટિને હમેશ ગૌણ સ્થાન મળે છે. જગતની ધમાલથી દૂર એવું ચિંતનમય જીવન જ સર્વોચ્ચ જીવન ગણાય છે, અને બાકીના તમામ પ્રકારનું જીવન ઇહલૌકિક તેમ જ ભૌતિક મનાય છે. તે દૃષ્ટિએ ખેડૂત, કારીગર અને મજૂરને ભૌતિક સૃષ્ટિ સાથે કામકાજ કરવાનું હોઈ, તેઓ ભૌતિક જીવન ગાળતા જ કહેવાય, અને તેમનું જીવન હીન તથા હલકું ગણાય. ચિંતનાત્મક જીવન જ સર્વોચ્ચ જીવન ગણાય. ક્રમમાં તેનાથી બીજા નંબરનું જીવન તે ક્ષત્રિયનું — સૈનિકનું જીવન ગણાય. ઝનૂનભર્યા આરણ્યક યુગોમાં આમ જ બને. તે વખતે પણ ધર્મગુરુઓના અને ક્ષત્રિયોના વર્ગો વચ્ચે શ્રેષ્ઠતા માટેની હરીફાઈ કાયમ જ હતી. આ હરીફાઈમાં પૂર્વના દેશોમાં અંતે ધર્મગુરુ જીત્યો; અને પશ્ચિમના દેશોમાં સૈનિક જીત્યો.

પુરોહિત-પાદરીની પ્રેરણા અને દોરવણી હેઠળ અપાતી કેળવણી હંમેશાં કલ્પનાપ્રધાન હોઈ, શબ્દાત્મક જ હોવાની; તેમાં વસ્તુઓ અને પદાર્થો તરફ દુર્લક્ષ જ રહેવાનું. ભૌતિક જીવન અને તેના વ્યવહારોમાંના આનંદોને તુચ્છકારી, તે ગંભીર — અને નિરાનંદી પણ — બનતી જાય. તે વર્ગોએ રચેલા સાહિત્યના પ્રધાન સૂર ઉપરથી તથા તે સમયના પંડિતોની પરિષદોમાં ચાલ્યા કરતી ચર્ચાઓ ઉપરથી એ બાબતની પૂરતી સાબિતી મળી રહે છે. દરેક વસ્તુનું ખંડન કે મંડન શબ્દો દ્વારા જ કરવાનો પ્રયત્ન કરવામાં આવતો. કોઈ ચર્ચાનું નિરાકરણ વસ્તુઓ તથા કુદરતને તપાસવાથી ઝટ થઈ શકે

એમ હોવા છતાં, એવી તપાસ કરવાની રૂઢિ જ ન હતી; અને લક્ષણ, પૃથક્કરણ, અને અનુમાન પદ્ધતિ દ્વારા જ પોતે રજૂ કરેલી બાબતોનું પ્રતિપાદન કરવામાં આવતું. આજે આપણને કેટલીક વાર તે જૂની ચર્ચાઓ બાલિશ, અર્થહીન તથા વસ્તુશૂન્ય જ લાગે. શબ્દોના ઉપયોગ તેમ જ વિનિયોગની બાબતમાં તથા શાસ્ત્રવાક્યોને મરડવાની બાબતમાં ભારે કુશળતા બતાવવામાં આવી હોય છે. પરંતુ તે આખી દલીલોનો વ્યાવહારિક માણસને માટે કે વૈજ્ઞાનિક માણસને માટે કશો અર્થ હોતો નથી.

જ્યારે વિચારને વાસ્તવિક જગતમાં રહેલાં તેનાં મૂળથી જુદો પાડી દેવામાં આવે, ત્યારે ખરાંખોટાં નિર્દેશવાક્યોનું ખંડન યા મંડન માત્ર રૂપાનુમાનથી કરવું સહેલું બની જાય છે. જેમ કે, 'સસલું ગમે તેટલું જલદી દોડે, પણ કાચબો જો તેનાથી સહેજ પણ વહેલો ઊપડ્યો હોય, તો તેને પેલું કદી ન પહોંચી શકે!' આ પદ્ધતિએ બધું જ્ઞાન તેના બાહ્ય નક્કર પાયાથી અળગું પડી જઈ નર્યું ખ્યાલી જ બની જાય; તેમાંથી નરી વંધ્ય પોથાં-પંડિતાઈ જન્મે. મધ્યયુગમાં અહીં તેમ જ પરદેશમાં એવી પોથાં-પંડિતાઈએ તમામ પ્રકારના વિચારસ્વાતંત્ર્ય તેમ જ વિકાસોન્મુખતાને રૂંધી નાખ્યાં હતાં, અને એ રીતે જ્ઞાનની પ્રગતિને કુંઠિત કરી હતી. પરંતુ થોડા જ વખતમાં જણાઈ આવ્યું કે, જ્ઞાનનો વિકાસ સાધવો હોય, તો તેને અનુમાનના માર્ગો કરતાં અન્વેષણના માર્ગોએ વધુ પ્રમાણમાં વાળવું જોઈએ; તેને ખ્યાલોમાં અને વિકલ્પોમાં રમતું અટકાવી વસ્તુઓ અને પદાર્થોમાં રમતું કરવું જોઈએ; તથા તે સૌ કરતાં વિશેષ તો તેને પ્રાણવાન તથા સર્જક બનાવવું જોઈએ.

મધ્યયુગની આ કેળવણી વાસ્તવિક જગતથી છેક જ વિખૂટી પડતી બચી ગઈ તેનું કારણ એ હતું કે, તે સમયની ખેતીપ્રધાન ગ્રામસંસ્કૃતિમાં, તેમ જ તે સમયના સ્વનિયંત્રિત તથા સ્વાશ્રયી મઠોમાં અને ધર્મપીઠોમાં કુદરત સાથે પુષ્કળ સંબંધ રહેતો, તથા તે સંસ્થાઓ ચલાવવામાં તથા જીવનની રોજિંદી જરૂરિયાતો પૂરી પાડવામાં શારીરિક મહેનત અવશ્ય કરવી પડતી હતી. આ બધી પ્રવૃત્તિઓની અસર કેળવણી ઉપર પણ પડતી, અને તે એને નર્યો બૌદ્ધિક વ્યાપાર બની

જતો અટકાવતી. ઉપરાંત તે કેળવણીનો હેતુ ધાર્મિક હોઈ, તે કેળવણી કલ્પનાશક્તિ, ભાવનાતંત્ર, અને સંકલ્પશક્તિને અચૂક વિકસાવતી. પરંતુ મુખ્યત્વે એ કેળવણી બૌદ્ધિક જ રહેતી અને તેથી પ્રમાણમાં વંધ્ય નીવડતી.

પરંતુ યુરોપમાં પુનરુત્થાનનો યુગ આવ્યો, તેની સાથે આ જાતની બૌદ્ધિક તથા પોકળ કેળવણી સામે વિરોધ જાગ્યો. બાહ્ય બીનાઓ અને ઘટનાઓ ઉપર વધુ ને વધુ લક્ષ અપાવા લાગ્યું. અનુમાનપદ્ધતિ ઉપર જ જે પૂરેપૂરી મદાર બાંધવામાં આવતી, તેને ઓછી કરી, અન્વેષણ અને પ્રયોગની પદ્ધતિ ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો. આધુનિક વિચારયુગના બધા આદિ પ્રવર્તકોએ બાહ્ય કુદરત તથા તેના નિયમોના બારીક તથા ખંતીલા અભ્યાસ ઉપર ભાર મૂક્યો છે. જ્ઞાનને વાસ્તવિક જગત સાથે આ રીતે સાંકળવામાંથી તથા તે વડે તેનાં પરિણામોની સચ્ચાઈ વિષે ખાતરી કરી જોવામાંથી આધુનિક વિજ્ઞાન તથા ફિલસૂફી ઊભાં થયાં છે. જોકે પ્રાચીન તેમ જ મધ્યયુગીન લોકો માત્ર અનુમાન-પદ્ધતિ ઉપર જ આધાર રાખતા એમ ન જ કહેવું જોઈએ. તેઓ પણ, ખાસ કરીને તેમના ઊગમ અને વિકાસના શરૂઆતના અને સર્જક કાળમાં, અન્વેષણની પદ્ધતિનો ઉપયોગ કરતા. પરંતુ મુખ્ય સવાલ ઝોકનો છે: તે વખતે અનુમાન-પદ્ધતિ તરફ ખાસ ઝોક હતો, આજે અન્વેષણ-પદ્ધતિ ઉપર ખાસ ઝોક છે.

બેકન, મોન્ટેઇન, લૉકસ વગેરેથી માંડી આજ સુધીના ફિલસૂફોએ અને કેળવણીકારોની હારમાળાએ પેલી મધ્યયુગીન પોથાં-પંડિતાઈ અને કુદરત તથા વાસ્તવિક જગતથી તેણે આદરેલા છૂટાછેડા સામે એક લાંબો પોકાર ઉઠાવ્યો છે. પહેલો બળવો સ્વાભાવિક રીતે ફિલસૂફી અને વિજ્ઞાનના ક્ષેત્રમાં થયો. ઘણા લાંબા વખત સુધી કેળવણીને કોઈ અડક્યું ન હતું. પરંતુ વૈજ્ઞાનિક ભાવનાના હુમલામાંથી તે લાંબો વખત બચી શકી નહીં. આધુનિક શિક્ષણ-વિજ્ઞાનનો આદિ પ્રવર્તક અને પિતા રૂસો પોતાના પુસ્તક 'ઍમીલ'માં કેળવણીની નવી પદ્ધતિના મૂળભૂત વિચારો નિરૂપે છે. તેના વિચારોનો અમલ કરનારી સંસ્થાઓ યુરોપમાં તરત શરૂ થઈ અને તેણે તેમ જ તેની પાછળ આવનારાઓએ સૂચવેલે

માર્ગે ત્યાં તેમ જ અમેરિકામાં આજના દિવસ સુધી પ્રયોગો ચાલ્યા જ કરે છે. તે વિચારો ટૂંકમાં આ પ્રમાણે છે:—

## ૨. રૂસો

રૂસોનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે, બાળકના શિક્ષણની બાબતમાં કુદરતને અનુસરવું; તથા તેની સાથે બાળકને બાળક માનીને જ ચાલવું, નહીં કે મોટું માણસ. 'બોલવાના, વિચારવાના અને અનુભવવાના બાળકના માર્ગો આપણા કરતાં જુદા જ છે; અને આપણા પોતાના માર્ગો તેની ઉપર ઠોકી બેસાડીએ તેના જેવો અવિચાર બીજો હોઈ શકે નહીં.' બાળકના માર્ગો શા છે? રૂસો જવાબ આપે છે, 'બાળકો પહેલાં ચંચળ થાય છે અને પછી કુતૂહલી થાય છે.' જો કુદરતે ડહાપણ વાપરીને તેમને ચંચળ બનાવ્યાં હોય તો તેમાં કાંઈ હેતુ હોવો જોઈએ. અને તે હેતુ તેમનો વિકાસ સાધવાનો છે, એ ઉઘાડું છે. તો પછી બાળકને એક ભીડવાળા તથા હવા-ઉજાસ વગરના શાળાના ઓરડામાં નિશ્ચેષ્ટ-પણે, કોરડાની ધાક હેઠળ, દિવસના કેટલાક કલાક, ગામડાના શિક્ષકની વસ્તુશૂન્ય પંડિતાઈ તરફ ધ્યાન ખેંચીને બેસી રહેવાની ફરજ પાડવી, એ કંઈ તેની ગુપ્ત શક્તિઓને બહાર લાવવાનો માર્ગ તો નથી જ. એ માર્ગે તેને સાચું તેમ જ ફળપ્રદ જ્ઞાન ન જ આપી શકાય. એ માર્ગ આરોગ્યની દૃષ્ટિએ પણ નુકસાનકારક છે. એ તો તેની ઘણી-ખરી શક્તિઓને ચિમળાવી નાખવાનો જ અચૂક માર્ગ છે. એ માર્ગે ભલે તેના મગજનો આંશિક વિકાસ સધાય; પરંતુ તે વિકાસ પણ આંશિક જ હોવાનો. કારણ કે, બીજી બધી શક્તિઓથી વિખૂટું રહીને મગજ પણ પૂરેપૂરું વિકસી ન શકે. જ્યાં સુધી બીજી બધી શકિતઓને પણ સાથે સાથે કસરત ન મળે, ત્યાં સુધી મગજનો દુરસ્ત કે પૂર્ણ વિકાસ થવો સંભવિત જ નથી.

વળી રૂસો કહે છે: 'બાળકને જુદાં જુદાં શાસ્ત્રો વડે ગૂંગળાવવાને બદલે, તેને તેમનો સ્વાદ ચખાડજો, તથા તેમને શીખવાની પદ્ધતિ બતાવજો. . . . તમારા કહ્યાથી તે અમુક વસ્તુ જાણે, એમ કદી ન બનવા દેજો; પણ તે વસ્તુ તે પોતાની મેળે શીખીને જાણે, એમ બનવા દેજો. વિજ્ઞાન એ કંઈ તેને શીખવવાની વસ્તુ નથી, પણ તેણે

શોધવાની વસ્તુ છે. તમે જો તેના મનમાં તર્ક-વિચારની જગાએ તમારા આપ્તવાક્યને સ્થાપશો, તો તે વિચાર કરતું જ અટકી જશે; તથા બીજા લોકોના અભિપ્રાય મુજબ નાચનારું પૂતળું બની જશે.'

જૂની પદ્ધતિને મુકાબલે નવી પદ્ધતિના ફાયદા અથવા ગેરફાયદા આ પ્રમાણે તેણે તારવી બતાવ્યા છે: 'બાળકને પુસ્તકો સાથે ચોટાડી રાખવાને બદલે હું જો તેને ઉદ્યોગશાળામાં કામ કરતું કરી દઉં, તો તેના હાથ કામકાજ કરવા લાગે અને તેની સાથે જ તેનું મન પણ વિકસિત થાય. તે પોતાની જાતને માત્ર કારીગર માનતું રહે તે દરમ્યાન જ તે એક ફિલસૂફ પણ બની જાય. . . . તમે તેને એક ઉદ્યોગ-શાળામાંથી બીજી ઉદ્યોગશાળામાં લઈ જાઓ, ત્યારે તેને કોઈ ક્રિયા એવી ન જોવા દેશો કે જેના ઉપર તે જાતે હાથ ચલાવી ન જુએ; તથા જે કાંઈ ક્રિયા કરવામાં આવે તેનું, અથવા ઓછામાં ઓછું તેણે જોયેલી દરેક બાબતનું પ્રયોજન પૂરેપૂરું સમજ્યા વિના તે કશું ન શીખે, એ પણ જોતા રહેજો.' તેને તાલીમ એવી રીતે આપવી જોઈએ કે, એકાદ ઉદ્યોગ દ્વારા તેના અવયવોનો ઉપયોગ તેના મગજના ઉપયોગ સાથે સંકળાયેલો રહે. 'તે પોતાની શક્તિઓના પ્રમાણમાં જ પ્રગતિ કરે છે. મન કે શરીર એમાંથી કોઈ પોતાના ગજા કરતાં વધુ ભાર ધારણ કરી શકે નહીં. સ્મૃતિમાં સંઘરવા પહેલાં જે વસ્તુઓને તેની સમજશક્તિ આત્મસાત્ કરી લે છે, તે વસ્તુઓ તેના પોતાના ભાગરૂપ બની જાય છે; અને તેથી તેવી સ્મૃતિનો તે પોતાની જ વસ્તુની જેમ ઉપયોગ કરી શકે છે. પરંતુ સમજ્યા વગરની બાબતોથી તે પોતાની સ્મૃતિને લાદ્યા કરે, તો વખત આવ્યે તે પોતાની સ્મૃતિમાંથી પોતાને ઉપયોગમાં આવે તેવું કશું મેળવી ન શકે, એમ પણ બને.' ટૂંકમાં કેળવણીની બાબતમાં રૂસો સ્વાભાવિકતા અને સરળતાના આદર્શનો પક્ષ-કાર છે. તે એમ માને છે કે, એ આખી પ્રક્રિયામાં મુખ્ય કર્તા બાળક પોતે જ રહેવું જોઈએ, અને તેને શારીરિક રીતે કે બૌદ્ધિક રીતે જરા પણ ગોંધાવવું ન જોઈએ. તેણે જીવનમાંથી તથા તેની પ્રવૃત્તિઓમાંથી પોતાની કેળવણી પ્રાપ્ત કરવી જોઈએ, તથા કેળવણીએ પણ તેને જીવનને માટે લાયક બનાવવું જોઈએ.

રૂસો પછી પેસ્ટોલૉજી, હર્બર્ટ, ફ્રોબેલ અને બીજા પણ કેટલાય કેળવણીના સુધારકો અને શિક્ષણનું પ્રત્યક્ષ કાર્ય કરતા શિક્ષકોથી માંડી જૉન ડ્યૂઈ અને રશિયાના આધુનિક સામ્યવાદી સુધારકો સુધીના બધા જ લોકોએ એક યા બીજી રીતે એ જ વિચારનું નિરૂપણ કર્યું છે કે, શાળામાં પ્રત્યક્ષ કાર્ય કરાવવા દ્વારા જ બાળકને કેળવણી તેમ જ પુસ્તકજ્ઞાન વધુ સારી રીતે આપી શકાય; બાળક પણ તેને જ વધુ સારી રીતે આત્મસાત્ કરી શકે; અને એ રીતે જ તેની બધી શક્તિઓ બરાબર વિકસાવી શકાય.

## ૩. પેસ્ટોલૉજી

પેસ્ટોલૉજીના અભિપ્રાય મુજબ, કેળવણી એટલે વ્યક્તિનો માનસિક, નૈતિક અને શારીરિક એવો સર્વાંગીણ વિકાસ. કાર્ય કરવાની વૃત્તિ દ્વારા આરંભાતી પ્રવૃત્તિઓ અને તેમને પરિણામે મળતા અનુભવ દ્વારા આ વિકાસ સધાય છે. તેથી વ્યક્તિની કેળવણીનો પાયો શબ્દો નહિ પણ પદાર્થો, અને ગોખણ નહિ પણ ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાન હોવાં જોઈએ. તેથી કરીને શિક્ષણનો ઉદ્દેશ વિદ્યાર્થીને અમુક સદુપદેશો સંભળાવી દેવાનો, કે જે બધા તેણે વગર વિચાર્યે સ્વીકારી લેવાના હોય, એ ન હોવો જોઈએ. પરંતુ તેમો ઉદ્દેશ તો તેના મનુષ્યત્વનો — તેના વ્યક્તિત્વનો વિકાસ કરવાનો હોવો જોઈએ. તે લખે છે: 'કુદરત માનવજાતની તમામ શક્તિઓનો વિકાસ તેમના ઉપયોગ દ્વારા સાધે છે; તે શક્તિઓ ઉપયોગથી વધે છે. . . . માણસની કાર્યશક્તિ તથા બુદ્ધિશક્તિના ઉપયોગમાંથી લાભ સાધવો હોય, તો માણસજાતની કેળવણી માટે પણ કુદરતે નિર્મેલો માર્ગ જ અનુસરવો જોઈએ. . . . તેથી કરીને જે માણસ સ્વાભાવિકતાથી અને નિર્દોષતાથી પોતાની શક્તિઓને વ્યવસ્થા, અવ્યાકુળતા અને ચીવટથી ઉપયોગમાં લે છે, તેનામાં સ્વાભાવિક રીતે જ સાચો માનવસ્વભાવ પ્રગટે છે; પરંતુ બીજી બાજુ, જે માણસ કુદરતનો ક્રમ રૂંધી નાખે છે, અને એ રીતે તેના જ્ઞાનની જુદી જુદી શાખાઓ વચ્ચેનો આવશ્યક સંબંધ તોડી નાખે છે, તે પોતાની જાતની અંદર જ્ઞાનની સાચી ભૂમિકાનો જ નાશ કરે છે એટલું જ નહીં, પણ એ જાતની ભૂમિકાનું

પ્રયોજન પણ ખોઈ બેસે છે, તથા સત્યની સાચી કિંમત આંકવાને અશક્તિમાન બની જાય છે.'

બાળકોનાં શરૂઆતનાં વર્ષો વિષે બોલતાં તે જણાવે છે: 'આ ઉંમરે તેમની શક્તિ અને અનુભવ વધારે હોય છે; પરંતુ માનસશાસ્ત્રના નિયમોથી વિપરીત રીતે ચાલતી આપણી શાળાઓ, વસ્તુતાએ, કુદરત પોતે તેમના જીવનમાં જે શક્તિ અને અનુભવ અર્પે છે તેનાં તમામ પરિણામોનો નાશ કરવા માટે ઊભાં કરેલાં રુંધક યંત્રોનું જ કામ કરે છે. બાળકને શાળામાં ન મોકલીએ ત્યાં સુધીનાં પહેલાં પાંચ વર્ષ સુધી તો આપણે બાળકને કુદરતનો સંપૂર્ણ ઉપભોગ કરવા દઈએ છીએ. આપણે કુદરતની દરેક અસરને તેમના ઉપર કામ કરવા દઈએ છીએ. તેઓ પોતાની શક્તિનો અનુભવ કરે છે. નિર્બાધ સ્વાતંત્ર્ય અને તેની બધી ખૂબીઓનો બધો આનંદ તેઓ પૂરેપૂરો જાણી ચૂકે છે. ઇંદ્રિયપ્રધાન, સુખી અને અનિયંત્રિત પ્રાણી પોતાના વિકાસ દરમ્યાન સ્વતંત્ર રીતે જે કુદરતી વલણ અખત્યાર કરે, તે વલણે તેમનામાં પોતાની ચોક્કસ નિશ્ચિત દિશા પકડી લીધી હોય છે. અને આ રીતે તેમણે પાંચ વર્ષ સુધી ઇંદ્રિય દ્વારા જ્ઞાન મેળવ્યાનો આનંદ ભોગવ્યા બાદ આપણે એકદમ તેમની આસપાસની તમામ કુદરતને તેમની આંખ આગળથી લુપ્ત કરી દઈએ છીએ; તેમના નિર્બાધ સ્વાતંત્ર્યનો ખુશનુમા રાહ બળજબરીથી બંધ કરીએ છીએ; ઘેટાંની પેઠે તેમને વાડામાં પૂરી દઈએ છીએ; આખાં ટોળાં ગૂંગળામણવાળી ઓરડીઓમાં સંકડાવીને ખડકી દઈએ છીએ; નિર્દયતાથી કલાકો, દિવસો, અઠવાડિયાં, મહિનાઓ, અને વર્ષો સુધી તેમને કૃત્રિમ અને અનાકર્ષક અક્ષરો ચિંતવ્યા કરવાના કામે, તથા તેમની પહેલાંની સ્થિતિની તુલનામાં ગાંડા બનાવી મૂકે તેવા જીવનકાર્યક્રમમાં તેમને નિર્દયતાથી જકડી દઈએ છીએ.'

### ૪. ફ્રોબેલ

પેસ્ટોલૉજી પછી ફ્રોબેલે પણ એ વસ્તુ આગળ ધપાવી. બાલ-માનસ તથા ક્રિયા તરફના તેના વલણની કલ્પના તેણે વિસ્તારથી નિરૂપિત કરી. તેના મતે, એ બાબત કેળવણીનું પ્રારંભબિંદુ બનવી જોઈએ. કેળવણી ઇંદ્રિયોના ઉપયોગ દ્વારા, કુદરતના અભ્યાસ દ્વારા,

અને કિંડરગાર્ટન દ્વારા[1] વધુ સારી રીતે આપી શકાય તેની રજૂઆત પણ તેણે કરી. આ બધા સિદ્ધાંતો હવે આધુનિક કેળવણીશાસ્ત્રીઓ સ્વીકારે છે. પરંતુ હિંદુસ્તાનમાં તો તેમનું સન્માન સિદ્ધાંતમાં જ વધારે છે, વ્યવહારમાં નહીં.

અહીં આપણે જેની સાથે લેવાદેવા છે તે રચનાત્મક કામની બાબતમાં ફ્રોબેલ કહે છે: 'આકાર વિનાની વસ્તુ ઉપર માણસના આત્માએ ભમ્યા કરીને તેને એવી રીતે સંચાલિત કરવી જોઈએ કે જેથી તે વસ્તુ ઘાટ અને આકાર પ્રાપ્ત કરે, તથા પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને જીવન મેળવે; કામકાજ અને ઉદ્યોગ, તથા ઉત્પાદક અને સર્જનાત્મક પ્રવૃત્તિનો આ જ ઉચ્ચ અર્થ, ઊંડું રહસ્ય તથા મહાન હેતુ છે. જે ઉદ્યોગ અને ઉદ્યમ તથા કામકાજ કરતી વેળા આપણને એવો સ્પષ્ટ ખ્યાલ કે ઓછો આભાસ પણ હોય છે કે, એની દ્વારા આપણે અંદર રહેલી વસ્તુને બહાર પ્રગટ કરીએ છીએ, આત્માને શરીર પહેરાવીએ છીએ, વિચારને મૂર્તિમંત કરીએ છીએ, કે અદૃશ્યને દૃશ્ય કરીએ છીએ, તે કામકાજ કરવા દ્વારા આપણે સાચેસાચ ઈશ્વર સમાન બનીએ છીએ.'

વળી તે કહે છે: 'હવે એવો સમય આવ્યો છે, જ્યારે તમામ કામકાજને સ્વયંસ્ફૂર્તિથી થતી પ્રવૃત્તિરૂપ બનાવી દેવું જોઈએ; અર્થાત્ તેને ચેતન ક્રિયા કરી મૂકવી જોઈએ. પરંતુ એને માટે, બધી સર્જનાત્મક પ્રવૃત્તિ જે નિયમને અનુસરે છે તેને અપનાવવો જોઈએ, અને સમજણપૂર્વક તેનો અમલ કરવો જોઈએ. અત્યાર સુધી તેનો અમલ વણસમજ્યે થતો આવ્યો છે. મારી પદ્ધતિમાં મેં ઉદ્યોગની જે સાધનસામગ્રી યોજી છે, તે એવી જાતની છે કે, તેનાથી બાળક તે નિયમનું વણસમજ્યે અમલ કરતું કરતું કળા તરફ એવી રીતે પ્રગતિ કરે છે કે જેથી ધીમે ધીમે તે નિયમ તેની સમજમાં આવતો જાય છે, અને પછી તે નિયમને તે તમામ પ્રકારના સર્જનના માર્ગદર્શક અને નિયામક તરીકે સ્વીકારે છે. માનવ કામકાજને બીજી કોઈ રીતે

૧. પદાર્થપાઠો, રમતો આદિ દ્વારા બાળકોને તાલીમ આપવાની શાળા. તે જર્મન શબ્દનો મૂળ અર્થ 'બાળકોનું ઉદ્યાન'— બાલવાડી થાય છે.

સ્વયંસ્ફૂર્ત પ્રવૃત્તિમાં બદલી શકાય તેમ નથી. અત્યાર સુધી યાંત્રિક રીતે કરવામાં આવતું કામકાજ ચેતન ક્રિયા રૂપે ત્યારે જ પરિણમે, જ્યારે હાથનો ઉદ્યોગ સાથે સાથે મનનો ઉદ્યોગ પણ બને. વર્તમાન સમયમાં તો માત્ર કળાને વસ્તુતાએ સ્વયંસ્ફૂર્ત ક્રિયા કહી શકાય તેમ છે; પરંતુ મનુષ્યનું તમામ કામકાજ ઓછે યા વત્તે અંશે સર્જનક્રિયાને મળતું હોય છે, અને માણસને જો તેના દિવ્ય સર્જકની પ્રતિકૃતિરૂપ બનાવવો હોય, તો તેમ હોવું આવશ્યક પણ છે.'

ઇંદ્રિયજ્ઞાન અને સર્જનાત્મક કામકાજ દ્વારા કેળવણી આપવાના આ નવા ખ્યાલોએ કેળવણીને વિજ્ઞાનશુદ્ધ તથા ફળદાયક બનાવી છે એટલું જ નહીં, પરંતુ જેનો પહેલાં કદી પ્રયત્ન કરવામાં નહોતો આવ્યો તે કેળવણી — અર્થાત્ અપંગ, બહેરાંમૂગાં, અને આંધળાં બાળકોની કેળવણી — પણ તેનાથી શક્ય બની છે. હુન્નર-ઉદ્યોગની કેળવણીએ અપંગોને આર્થિક સ્વાતંત્ર્ય આપ્યું છે, અને તેની સાથે સ્વમાન અને સ્વાશ્રય પણ બક્ષ્યાં છે. તેના વડે વળી, વહી ગયેલાં બાળકોને પણ કેળવણી દ્વારા પાછાં સુધારવાની વસ્તુ શકય બની છે.

## ૫

## ભૂતકાળના પ્રયોગો – ૨

પરંતુ કેળવણીના ક્ષેત્રમાં ઊભા થયેલા સુધારકો કેળવણીના સિદ્ધાંત સાથે લેવાદેવાવાળા માત્ર ફિલસૂફો જ ન હતા. તેમાંના ઘણાએ કેળવણીનો સામાજિક અને રાજકીય સુધારાની દૃષ્ટિએ વિચાર કર્યો છે, અને તે જાતની કેળવણીની સંસ્થાઓ સ્થાપી છે તથા ચલાવી છે. તેઓ જુદી જુદી વિચારસરણીના છે, તથા તેમની કલ્પનાઓ પણ જુદી જુદી છે. કેટલાકો માનવ વ્યક્તિ તથા જાતિના આધ્યાત્મિક લક્ષ્યના દૃષ્ટિબિંદુથી કેળવણીનો વિચાર કરે છે. ત્યારે બીજા કેટલાક ભૌતિકવાદીઓ અને સમાજવાદીઓ છે. તેઓ મજૂરવર્ગના દૃષ્ટિબિંદુથી વિચાર કરનારા તથા ક્રાંતિ દ્વારા વર્ગહીન સમાજની સ્થાપના ઇચ્છનારા છે. ત્યારે

બીજા કેટલાક કોઈ ખાસ સિદ્ધાંતને સ્વીકાર્યા વગર, તેમ જ અત્યારની સમાજવ્યવસ્થાનો પાયો ક્રાંતિથી બદલી નાખવાની ઇચ્છા કર્યા વગર, કેળવણીને માત્ર વધુ વિજ્ઞાનશુદ્ધ તથા બાળક અને કિશોરના સ્વભાવ તથા માનસપ્રક્રિયાના નિયમોને અનુસરતી બનાવવાના વિચારવાળા છે. તેમનો ઇરાદો જ્ઞાનની પ્રાપ્તિ, જ્ઞાનનો પ્રચાર, અને જ્ઞાનનો વિકાસ વધુ અસરકારક બને, વધુ સ્વાભાવિક બને, અને વધુ ફળદાયક બને, એ છે. પરંતુ તે કેળવણી-સુધારકો ગમે તે વિચારસરણી કે ફિલસૂફીને અનુસરતા હોય, પણ તે બધા જ કેળવણીને વધુ નક્કર, વધુ વાસ્તવિક તથા ઓછી શાબ્દિક બનાવવાની બાબતમાં, તથા 'आप्तवाक्यं प्रमाणं'ના નિયમને ઓછી અનુસરતી બનાવવાની બાબતમાં એકમત છે. તેઓ બધા જ અખતરા અને પ્રયોગની પદ્ધતિની હિમાયત કરે છે. પ્રયોગશાળામાં કે હુન્નરશાળામાં વ્યાવહારિક અને સર્જનાત્મક પ્રવૃત્તિની કિંમત ઉપર તેઓ સૌ ભાર મૂકે છે.

## ૧. કૅથલિક સુધારકો

કેળવણીને આધ્યાત્મિક દૃષ્ટિએ વધુ અસરકારક બનાવવાના પક્ષનો એવો જર્મનીનો રોમન કૅથલિક સંપ્રદાયનો એક લેખક લખે છે: "રોજ રોજ જેમ જેમ આપણે 'ઉદ્યોગ-શાળા' એટલે શું એ સમજતા જઈએ છીએ, તેમ તેમ આપણને દેખાતું જાય છે કે, આ જાતના સુધારાનો વિરોધ કરવો એ મૂર્ખાઈ છે. સંસ્કૃતિનાં તત્ત્વોને દરેક યુગ નવી રીતે ગોઠવતો આવે છે. વર્તમાન યુગ એવું માગે છે કે, ધર્મ જીવન સાથે સંકળાવો જોઈએ, ધર્મ મજૂરી સાથે સંકળાવો જોઈએ, અને ધર્મ સ્વદેશના બારીક અભ્યાસ સાથે સંકળાવો જોઈએ. આપણા અખતરાએ આપણને ઉદ્યોગ દ્વારા કેળવણી હાંસલ કરી આપવી જોઈએ, તેમ જ તેને પોતાના પ્રદેશની રાષ્ટ્રીય શાળા દ્વારા સાધી આપવી જોઈએ."

અહીં આપણને જીવનનાં અમુક પાસાં, કે જેમના તરફ કૅથલિક ધર્મગુરુઓએ દુર્લક્ષ કર્યું હતું, પરંતુ જે અત્યારના યુરોપના જીવનની મુખ્ય માગણીઓનો વિષય બનેલ છે, તે જોવા મળે છે: એ પાસાં તે ઉદ્યોગ અને રાષ્ટ્રીયતાનાં પાસાં. કૅથલિક સંપ્રદાય બિન-રાષ્ટ્રીય ધર્મ

હોવાથી, તેણે હંમેશાં રાષ્ટ્રીય સરહદોથી પર રહેવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ ઉપર ટાંકેલા લેખકને મતે, પ્રાદેશિક સ્વદેશાભિમાન, અને મજૂરી તથા અંગમહેનત માટે સંમાનવૃત્તિ, એ બે વસ્તુઓ કૅથલિક કેળવણીની બે મુખ્ય ઊણપો છે; અને જો કેળવણીને નવા ઔદ્યોગિક યુગમાંના જીવનની માગણીઓને અનુકૂળ બનાવવી હોય, તો તે ઊણપો દૂર કરવી જોઈએ. કેળવણીને એ રીતે આજના દિવસની જરૂરિયાતોને અનુકૂળ બનાવવાથી વિદ્યાર્થીઓ વધુ આધ્યાત્મિક બનશે, એમ એ લેખકનો મત છે.

## ૨. કુશેનસ્ટીની

બીજી બાજુ મ્યૂનિકની જાહેર કેળવણીનો વ્યવસ્થાપક કુશેનસ્ટીની (Kushensteinei), કે જેને ધર્મ સાથે કાંઈ લેવાદેવા નથી, પણ જે બીજા દરેક જર્મન ફિલસૂફની પેઠે નાગરિક ધર્મ અને રાજ્ય-વ્યવસ્થાની પરિભાષામાં જ વિચાર કરે છે, તે જણાવે છે કે, પ્રાથમિક શાળાની વયે બાળકનું મુખ્ય લક્ષણ શારીરિક ક્રિયા તરફ હોય છે, 'તેથી કરીને શારીરિક મજૂરી કાળજીપૂર્વક, પ્રામાણિકતાથી, તથા ચીવટથી બરાબર કરવામાં આવે, એ બાબત ઉપર ઔદ્યોગિક કેળવણીએ ખાસ ભાર મૂકવો જોઈએ. આ જાતની શારીરિક મજૂરી કરવા જતાં જૂથમાં રહીને અમુક પ્રકારનાં સહકાર અને વ્યવસ્થાશક્તિ દાખવવાની જરૂર પડે છે જ. તેથી એના વડે બાળકને સ્વાભાવિક રીતે નીતિધર્મ અને નાગરિક ધર્મના નિયમો શીખવા મળે છે.' ઉપરાંતમાં, નાગરિક-ધર્મને લક્ષમાં રાખીને કરેલી મજૂરીમાંથી ઓછામાં ઓછી સાધનસામગ્રી વડે વધારેમાં વધારે જ્ઞાન, કુશળતા અને આનંદ પ્રાપ્ત કરી શકાય એ બતાવી આપવું, એ જ ઉદ્યોગશાળાનું રહસ્ય છે, એમ પણ કુશેનસ્ટીની માને છે.

## ૩. લે

કોઈ પણ ખાસ સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યા સિવાય માત્ર કેળવણી-કારની દૃષ્ટિથી લખતાં લે (Lay) પોતાના પુસ્તકમાં[1] પોતા વિષે જણાવે છે: 'હું એવા નિશ્ચય ઉપર આવી પહોંચ્યો કે, બહારનું પ્રત્યક્ષ

1. Formation of the New Method.

જ્ઞાન ગ્રહણ કરવું, મન વડે તેને આત્મસાત્ કરવું, અને પછી બાહ્ય કર્મ કરવું, એ ત્રણે ક્રિયાઓ સળંગ એક જ પ્રક્રિયા રૂપ છે; અને તેથી શિક્ષણ આપતી વેળા એમ સમજીને ચાલવું જોઈએ કે, સ્થૂલ પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન ગ્રહણ કરવું અને મન વડે તે બધાને આત્મસાત્ કરવું, એ બે ક્રિયાઓ તો આપણી આસપાસની વસ્તુસ્થિતિને આપણી પોતાની આગળ રજૂ કરવાનાં સાધનો છે, અને અનેક પ્રકારનું બાહ્ય કર્મ એ બાહ્ય જગતની વસ્તુસ્થિતિ સામેનો આપણો પ્રત્યાઘાત અથવા તેને અનુકૂળ થવાનો પ્રયત્ન છે.' બીજે સ્થળે તે જ લેખક જણાવે છે: 'અહીં આપણી સામે ત્રણ બાબતો પડેલી છે: નિરીક્ષણ, માનસ-ક્રિયા અને બાહ્ય કર્મ. કેળવણીને લાભદાયી કરવી હોય, તો એ ત્રણેને તેમાં એકઠી કરવી જોઈએ. તો જ કેળવણી સક્રિય બની શકે, અને જૂની પદ્ધતિનું નિષ્ક્રિયતાનું અપલક્ષણ ફગાવી દઈ શકે.'

### ૪. ડ્યૂઈ

છેક આધુનિક સમયમાં ફિલસૂફી અને કેળવણીશાસ્ત્રના અમેરિકન લેખક જોન ડ્યૂઈએ કેળવણીના સિદ્ધાંતના ક્ષેત્રમાં ભારે ફાળો આપ્યો છે. તે સમાજવાદી છે. તેની ફરિયાદ એ છે કે, શાળાની આધુનિક આયોજના સમાજની અત્યારની રચના તથા આજના સમયની જરૂરિયાતોને બંધબેસતી નથી. તે કહે છે, 'સંસ્કાર અને સાંસ્કારિક કેળવણી સાથે સંકળાયેલા આજના લગભગ બધા ખ્યાલો એવા જૂના સમયમાંથી ઊતરી આવેલા છે કે જે વેળા ફુરસદવાળા વર્ગનું મજૂરવર્ગો કરતાં આત્યંતિક ચડિયાતાપણું સ્વયંસિદ્ધ તરીકે સ્વીકારી લેવામાં આવતું હતું.'

ડ્યૂઈ પોતાની કેળવણીસુધારની કલ્પનાનો ઉપસંહાર નીચેના ત્રણ સિદ્ધાંતોનું નિરૂપણ કરીને કરે છે:

'પ્રથમ, દરેક માણસને સ્વમાન જાળવી શકાય તેવું, પોતાની આજીવિકા ચાલી શકે તેવું, તથા જેમાં પોતાની બુદ્ધિ વાપરવી પડતી હોય તેવું કામ કરતાં આવડતું હોવું જોઈએ. અર્થાત્ દરેક માણસે પોતાને માટે તથા પોતાની મહેનત ઉપર આધાર રાખનારાંઓ માટે આજીવિકા મેળવવી જોઈએ એટલું જ નહીં, પણ તે આજીવિકા

મેળવતી વેળા પોતે જે ઉદ્યોગ કરતો હોય તેની બુદ્ધિયુક્ત સમજ તેને હોવી જોઈએ તથા પોતાનું કામ સારી રીતે કરવા જેટલો તેમાં તેને બુદ્ધિયુક્ત રસ પડવો જોઈએ. આ વસ્તુ પહેલાં કદી ન હતી તેટલી અગત્યની આજે બનેલી છે.

'બીજું, એક માણસનું કામ બીજાઓની ક્ષેમકુશળતા ઉપર આટલા મોટા પ્રમાણમાં અસર કરતું હોય તેવું આજ પહેલાં કદી બન્યું ન હતું.

'ત્રીજું, યંત્રોદ્યોગી પદ્ધતિઓ અને પ્રક્રિયાઓ આજે પ્રકૃતિ-વિજ્ઞાન અને સમાજવિજ્ઞાનની ઘટનાઓ અને નિયમોના જ્ઞાન ઉપર જેટલા મોટા પ્રમાણમાં આધાર રાખે છે, તેટલી પહેલાં કદી નહોતી રાખતી. આપણી રેલવેઓ, આગબોટો, કારખાનાં અને ખેતરો, અરે, આપણા ઘરનું સામાન્ય રાચરચીલું પણ પોતાના અસ્તિત્વ માટે ગણિતશાસ્ત્રને લગતી, પદાર્થવિજ્ઞાનને લગતી, રસાયનશાસ્ત્રને લગતી અને પ્રાણીવિજ્ઞાનને લગતી ઊંડી સમજ ઉપર અવલંબેલાં છે. તેમનો સારામાં સારો ઉપયોગ પણ સામાજિક જીવનની ઘટનાઓ અને સંબંધોની સમજ ઉપર આધાર રાખે છે. તેથી મજૂરોનો મોટો સમુદાય જે યંત્રો ઉપર કામ કરે છે તે યંત્રોના નિર્જીવ દાંતા કે ચક્કરરૂપ તેમણે ન થઈ રહેવું હોય, તો તેઓએ એ યંત્રોની આગળની અને પાછળની ભૌતિક અને સામાજિક ઘટનાઓની કાંઈક સમજ મેળવી લેવી જોઈએ.'

વળી તે કહે છે : 'આપણે તમામ સુતારીકામનો, લુહારીકામનો, તથા વણવાના, સીવવાના અને રાંધવાના કામનો, જીવન અને કેળવણીની પદ્ધતિ તરીકે ઉપયોગ કરવો જોઈએ; તેમને ખાસ વિષયો કે હુન્નરો ગણી કાઢવા ન જોઈએ. જે પ્રક્રિયા દ્વારા સમાજ નભે છે, તેના તે બધા વિશિષ્ટ પ્રકારો છે; તથા સમાજજીવનની કેટલીક મુખ્ય આવશ્યક-તાઓ તથા માણસની સમજ તથા કુશળતા વધતી ગઈ તેમ તેમ તે આવશ્યકતાઓ કેવી રીતે પૂરી પાડવામાં આવી છે તેના માર્ગો બાળકના ધ્યાન ઉપર લાવવાનાં તે બધાં સાધન છે. એ રીતે તે બધી ક્રિયાઓનું સામાજિક રહસ્ય આપણે વિચારવું જોઈએ. અર્થાત્, બાળકે પોતે એ જીવન–ઉદ્યોગમાં કેવી રીતે સાધનભૂત થવાનું છે, એ વસ્તુ તેના ધ્યાન

ઉપર લાવવી જોઈએ. તેથી શાળા પોતે પણ સક્રિય સમાજજીવનનું સાચું સ્વરૂપ અખત્યાર કરે, અને પાઠો ભણવા માટે અલગ પાડેલી જગારૂપ ન બની રહે.

## ૫. માર્ક્સ

બહુ જૂના સમયથી જુદા જુદા પ્રકારના સમાજવાદીઓએ દરેક સાચી કેળવણીના પાયા તરીકે ઉદ્યોગ અને ક્રિયાને સ્વીકાર્યાં છે.

માર્ક્સ કહે છે : 'કેળવણીનો અર્થ આપણે માટે આ છે : (૧) બૌદ્ધિક વિકાસ, (૨) શારીરિક વિકાસ, (૩) તથા વિવિધ હુન્નર-ઉદ્યોગની કેળવણી — કે જે કેળવણી માલના ઉત્પાદનની બધી પ્રક્રિયાઓના સામાન્ય વૈજ્ઞાનિક સિદ્ધાંતોને લગતું જ્ઞાન આપે, તથા સાથે સાથે બાળકો અને યુવાનોને ઉત્પાદનની બધી શાખાઓનાં પ્રાથમિક ઓજારોનો ઉપયોગ કરવાની તાલીમ આપે.' આ પરથી, માર્ક્સે શાળાઓ માટે કઈ જાતની ઔદ્યોગિક કેળવણી વિચારી હતી, તે વાચકના ધ્યાનમાં આવ્યું હશે. તે કાંઈ મોટી મિલો કે કારખાનાંના કામની વાત નથી કરતો, પરંતુ 'પ્રાથમિક ઓજારો'નો ઉપયોગ શીખવવાની વાત કરે છે. અહીં કોઈ અમુક ઉદ્યોગ શીખવવાની વાત નથી, પરંતુ 'ઉત્પાદનની બધી પ્રક્રિયાઓના સામાન્ય વૈજ્ઞાનિક સિદ્ધાંતો શીખવવાની વાત છે.'

વળી પોતાના પુસ્તક 'કૅપિટલ'ના પ્રથમ ભાગમાં માર્ક્સ લખે છે : 'જોકે કારખાનાને લગતા કાયદામાં કેળવણીને લગતી કલમો બહુ દૂરગામી નથી, તેમ છતાં તેઓમાં એ જાહેરાતનો સમાવેશ તો થાય છે જ કે, બાળકોને મજૂરીએ લગાડવામાં આવે તો તેની સાથે સાથે તેમને પ્રાથમિક કેળવણી પણ આપવામાં આવે. આ કાયદાની એ બાબતની સફળતાએ એ પ્રથમ સાબિતી પૂરી પાડી કે, કેળવણી અને શારીરિક વ્યાયામને મજૂરી સાથે જોડી દઈ શકાય; તથા સામી બાજુ મજૂરીને કેળવણી તથા શારીરિક વ્યાયામ સાથે જોડી દઈ શકાય. શિક્ષકોને પૂછપરછ કરતાં કારખાનાંના નિરીક્ષકોને થોડા જ વખતમાં માલૂમ પડ્યું કે, દિવસના ચાલુ વિદ્યાર્થીઓને જે શિક્ષણ આપવામાં આવે છે, તેના કરતાં માત્ર અર્ધું જ શિક્ષણ કારખાનામાં કામ કરતાં

બાળકોને મળતું હોવા છતાં, તે બાળકો ચાલુ વિદ્યાર્થીઓ જેટલું જ કે ઘણી વાર તો તેમના કરતાં પણ વધુ શીખતાં હતાં. આનું કારણ એ આપી શકાય કે, દિવસનો અર્ધો ભાગ જ તેઓ શાળામાં રહેતાં હોવાથી તેઓ હંમેશાં તાજાં તથા શિક્ષણ મેળવવા તત્પર તથા ઉત્કંઠાવાળાં રહેતાં. અર્ધો વખત મજૂરી અને અર્ધો વખત શાળા, એ પદ્ધતિએ કામ કરતાં તેમને તે બંને વસ્તુઓ અરસપરસ આરામ અને મન છૂટું કરવાની ગરજ સારતી. પરિણામે, એક જ બાબત ઉપર ચાલુ લાગેલા રહેવા કરતાં બંને બાબતો વારાફરતી કરવાની હોય એ વસ્તુ બાળકને વધુ ફાવતી આવે છે.'

## ૬. ક્રૉપોટ્કીન

મહાન ક્રાંતિવાદી લેખક પ્રિન્સ ક્રૉપોટ્કીન શિક્ષણની ચાલુ પદ્ધતિઓમાં ફેરફાર કરવાની વકીલાત કરતાં કહે છે: 'મગજનું કામ કરનારા અને શારીરિક મજૂરી કરનારા, એવા સમાજના બે વિભાગ પાડવા, એ વસ્તુની સામે અમે બંને પ્રવૃત્તિઓને એકઠી કરવાની વાત રજૂ કરીએ છીએ; તથા હુન્નરઉદ્યોગ શીખવવાની શાળા, કે જે મગજનું કામ અને શરીરની મજૂરી વચ્ચેનો આધુનિક વિભાગ કાયમ રાખે છે, તેને બદલે અમે તે હાનિકારક વિભાગોને દૂર કરતી સર્વાંગીણ કેળવણીની વકીલાત કરીએ છીએ. સ્પષ્ટ ભાષામાં કહીએ તો, આ યોજના હેઠળની શાળાનો હેતુ આ હોવો જોઈએ: બાળકને એવી કેળવણી આપવી, કે જેથી ૧૮ અથવા ૨૦ વર્ષની વયે શાળા છોડતી વખતે દરેક છોકરા કે છોકરીને વિજ્ઞાનનું પૂરેપૂરું જ્ઞાન મળી ગયું હોય, — એવું જ્ઞાન કે જે તેમને વિજ્ઞાનના ક્ષેત્રમાં ઉપયોગી કાર્યકર્તા બનાવે; — તથા સાથે સાથે તેમને ઉદ્યોગહુન્નરની કેળવણીના પાયામાં રહેલી બાબતોનું સામાન્ય જ્ઞાન મળી જાય, તથા એકાદ ખાસ ઉદ્યોગમાં એવી કુશળતા મળી જાય કે જેથી તે દરેક જણ સંપત્તિના ઉત્પાદન માટે કરાતી શારીરિક મજૂરીના મહાન ક્ષેત્રમાં પોતાનું સ્થાન લઈ શકે.'

# ૬

# સોવિયેટ અખતરો

'સામાજિક કેળવણીનો મૂળભૂત પ્રશ્ન' નામના પોતાના પુસ્તકમાં સામ્યવાદી પક્ષનું મંતવ્ય શુલ્ગીન આ રીતે રજૂ કરે છે: "અમારે મન ઉદ્યોગ એ બાળકોને ઉદ્યોગી વિશ્વકુટુંબમાં સામેલ કરવાનું સાધન છે. તે વડે તેઓ જનતાના જીવનકલહમાં હિસ્સેદાર થઈ શકે, તેને સમજી શકે; માનવસમાજના ઇતિહાસનું દર્શન કરી શકે; તેમ જ કામ કરવાની, સંગઠન કરવાની, અને સામુદાયિક જીવનની ટેવો પ્રાપ્ત કરીને કામકાજ કરવાની શિસ્ત મેળવી શકે."

સોવિયેટ કેળવણીની સત્તાવાર નોંધ રાખનાર પિન્કવિટ્ચ કેળવણીની નવી તથા જૂની પદ્ધતિઓ તથા તેમનાં ધ્યેયો વચ્ચેનો તફાવત આ શબ્દોમાં રજૂ કરે છે:

> "જૂની પદ્ધતિઓ વેળાની જરૂરિયાત સ્વતંત્ર સર્જકો પેદા કરવાની નહોતી; પરંતુ નોકરો, કારકુનો, અને ગુલામો ઊભા કરવાની હતી. પણ સોવિયેટ પ્રજાતંત્રની બાબતમાં તો, તેથી ઊલટું, આર્થિક અને સાંસ્કારિક નવરચનાના કામમાં લોકોના બને તેટલા મોટા ભાગને ભેળવવાનો પ્રશ્ન જ અગત્યનો — અરે જીવનમરણનો હોય છે. તેથી કરીને બાળક નિશાળ છોડીને બહાર પડે, ત્યાર પહેલાં તેણે મજૂરી કરનારાઓ માટેનું પ્રજાતંત્ર કેવી રીતે રચવું તેનો સિદ્ધાંત તથા વ્યવહાર — બંનેને લગતી પૂરી સમજ મેળવી લીધી હોવી જોઈએ."
>
> "તેથી કરીને સમન્વિત શાળા ('Unified school') લોકોના ઉદ્યોગને તેમની કેળવણીના મધ્યબિંદુમાં રાખે છે. એ મુદ્દો શાળાના કાર્યક્રમની બધી ભૂમિકાઓએ સળંગ વ્યાપેલો રહે છે. ઉદ્યોગની રજૂઆત પણ કોઈ ખાસ ધંધેદારી દૃષ્ટિથી નહીં, પણ નવું જીવન સર્જનારની દૃષ્ટિથી થાય છે. તેને ઉદ્યોગના જુદા જુદા પ્રકારો વચ્ચેના સંબંધ તથા અન્યોન્યાશ્રયત્વ વિષે સ્પષ્ટ સમજ હોવી જોઈએ; ભલે

પછી તેનો પોતાનો ધંધો ગમે તે હોય. એવી સમજને અમે કેળવણી કહીએ છીએ. શાળાનું કામકાજ શાળા બહારની વાસ્તવિકતાઓ સાથે પૂરેપૂરું સમન્વિત હોવું જોઈએ; ઉત્પાદક મજૂરીને જ તેમાં મુખ્ય સ્થાન મળવું જોઈએ."

વળી તે આગળ જણાવે છે, "આ જગાએ વાચકને એ યાદ દેવડાવવું જોઈએ કે, શાળામાં સામાજિક તથા રાજકીય દૃષ્ટિએ મજૂરી કેટલો મોટો ભાગ ભજવે છે. અમારે મન મજૂરી એ કોઈ પ્રકારનું કામકાજ, સ્વ-સેવા, શાળા-કામ, કે દુકાન નથી, પરંતુ આખી શાળાની મુખ્ય ધરી છે."

કેળવણીની બાબતમાં સોવિયેટ અખતરો ગાંધીજીની યોજનાને ઘણો મળતો આવે છે. સોવિયેટની કેળવણીપદ્ધતિમાં લેનિને સૌથી વધુ આગ્રહ 'ઉદ્યોગી-કરણ'નો રાખ્યો હતો. બિયેટ્રીસ કિંગ પોતાના પુસ્તક 'સોવિયેટ કેળવણી'માં જણાવે છે:

"ઉદ્યોગીકરણ એ કંઈ માત્ર કેળવણીને લગતો પ્રશ્ન નથી, પરંતુ સર્વસાધારણ રાજકારણી પ્રશ્ન છે, એવું સમજવાની આવશ્યકતા ઉપર લેનિન ખાસ ભાર મૂકતો. આખા જીવનની ચાલુ લઢણને ધરમૂળથી પલટી નાખવાનો, તથા મજૂરીના બૌદ્ધિક અને શારીરિક એવા બે ભેદોને નાબૂદ કરવાનો એ મૂળગત પ્રશ્ન છે."

કેળવણીના ઉદ્યોગીકરણની વાતથી લેનિન ખરેખર શું કહેવા માગતો હતો? એ કંઈ માત્ર ઔદ્યોગિક તાલીમની જ વાત નહોતો કરતો, એ તો ઉઘાડું છે; કારણ રશિયામાં ઔદ્યોગિક તાલીમ પંદર કે સોળ વર્ષની ઉંમર બાદ જ શરૂ થાય છે. ત્યારે લેનિનના કહેવાનો મુદ્દો શો હતો? બિયેટ્રીસ કિંગ તેની સમજૂતી આપતાં કહે છે: "ઉદ્યોગીકરણ એ એક યોજના તેમ જ પદ્ધતિ બંને છે. યોજના તરીકે તે કેળવણી અને જીવન એ બે વચ્ચે સમન્વય સાધનારનું કામ કરે છે; અને પદ્ધતિ તરીકે તે બાળકોને પોતાના સમાજના કુશળ તેમ જ સમજવાળા કાર્યકરો થવા માટે તૈયાર કરે છે."

રશિયામાં 'કાર્યકર' એટલે શું શું સમજવામાં આવે છે?

"તે અનેક રીતે પૂરેપૂરો વિકસેલો મનુષ્ય હોવો જોઈએ. જૂના જમાનામાં જે બુદ્ધિશાળી વર્ગ કહેવાતો, તેના જેટલો જ તે બૌદ્ધિક તેમ જ કલાવિષયક બાબતોમાં રસવાળો હોવો જોઈએ. વસ્તુતાએ તે નવા પ્રકારના બુદ્ધિશાળી વર્ગનો માણસ બનવો જોઈએ. એનો અર્થ એ થયો કે, દરેક કાર્યકર પાસે માત્ર હુન્નર કે કારીગરી કરતાં બીજું ઘણું વિશેષ હોવું જોઈએ. હાથની કુશળતા એકલી જ બસ નથી. તેના ધંધામાં જે જે ચીજો વપરાતી હોય તેમને લગતી તેને બધી સમજ હોવી જોઈએ. તેમ જ દેશની આર્થિક વ્યવસ્થામાં તેણે તૈયાર કરેલા માલની શી અગત્ય છે, તે પણ તે જાણતો હોવો જોઈએ. . . . તેને માણસ અને કુદરત વચ્ચેના સંબંધની તેમ જ તે એની એકબીજા ઉપર થતી ક્રિયા-પ્રતિક્રિયાની સમજ હોવી જોઈએ. . . . જ્ઞાન તેમ જ ક્રિયા એ બંનેને એવાં સાંકળી લેવાં જોઈએ કે જેથી કામ કરનારો માણસ પોતાના કામને બુદ્ધિપૂર્વક સમજતો હોય, તથા સમાજની વ્યવસ્થામાં તેનું રહસ્ય તથા અગત્ય પણ જાણતો હોય. 'ઉદ્યોગીકરણ' શબ્દથી આ બધું અભિપ્રેત છે."

કેળવણીકારોની એક પરિષદ સમક્ષ બોલતાં લેનિનની સહચારિણી ક્રુપ્સ્કાયાએ જણાવ્યું હતું:

"કેળવણીના ઉદ્યોગીકરણનો હેતુ એક એવા અતિ વિકસિત કાર્યકરની સંપૂર્ણ તાલીમ છે, કે જે એકીસાથે મજૂર તેમ જ મૅનેજર બંને થઈ શકે. અત્યાર સુધી તે માણસ કેળવાયેલો કારીગર કહેવાતો કે જે વર્ષો સુધીના મહાવરાને કારણે કુશળતાથી પોતાનું કામકાજ સંભાળતો હોય. પરંતુ તેની મર્યાદાઓ ઘણી સંકુચિત હોતી. તે એક સામાન્ય સરવાળો પણ ન કરી શકે. દાખલા તરીકે, જૂના જમાનાનો શિલ્પી લો. તેને સાધારણ ગણતરી કરતાં પણ ન આવડે. પોતાના કામકાજને ખાસ અગત્યનું એવું ભૂમિતિનું છેક સામાન્ય જ્ઞાન પણ તેને ન હોય. આપણે અત્યારે છેક જ જુદી જાતની, એટલે કે એવી તાલીમ જોઈએ છે કે જે ઉત્પાદક મજૂરીને વૈજ્ઞાનિક કેળવણી સાથે જોડી આપે."

સાથે સાથે તેણીએ પોતાના શ્રોતાઓને ચેતવણી આપી હતી કે, "કેળવણીના ઉદ્યોગીકરણની આ બાબતને તેઓ રખે જૂની જાતની મર્યાદિત ઔદ્યોગિક તાલીમ જ સમજી લે."

આ જાતની ચેતવણીની રશિયા કરતાં આપણા દેશમાં ખાસ જરૂર છે. રશિયામાં તો, ઉપરથી આવતા દબાણને કારણે કે રશિયાના લોકોની સ્વભાવગત ખાસિયતને કારણે, જે જાતની સૂચનાઓ કે હુકમો ઉપરથી આવે છે, તેમનો બરાબર સ્વીકાર કરી, તેમને અમલમાં મૂકવામાં આવે છે. પરંતુ આપણે અહીં તો ગાંધીજીના વિચારોને ઘણી વાર મોંએથી સ્વીકારવામાં આવે તોપણ, તેમનો અમલ જે ભાવનાથી કરવાનું તે ઇચ્છે, તે ભાવનાથી કરવામાં નથી આવતો. ગાંધીજીની વર્ધાયોજનાની બાબતમાં આ લેખકે ઘણે ઠેકાણે જોયું છે કે, તેમની યોજનાનો અર્થ ભલતો જ — એટલે કે, સામાન્ય હુન્નર ઉદ્યોગની તાલીમ — એવો જ કરી દેવામાં આવ્યો છે. એવી હુન્નર-ઉદ્યોગની તાલીમની યોજનાઓ જરૂર નિષ્ફળ નીવડયા વગર નહીં રહે. તે પદ્ધતિઓથી શાળાના ખર્ચમાં એટલો બધો વધારો થાય, અને પરિણામો એવાં નમાલાં આવે, કે છેવટે તેમને હતાશ થઈને પડતી જ મૂકવી પડે. પછી તે પદ્ધતિઓના પુરસ્કર્તાઓ પોતે જાણે જીત્યા હોય તે ભાવથી, પોતાની નિષ્ફળતાને ગાંધીજીના વિચારોની નિષ્ફળતા તરીકે જાહેર કરશે. ભાંગફોડ એ કંઈ રાજદ્વારી વિરોધીઓનું જ હથિયાર નથી. જે બાબત આપણે અંતરથી સ્વીકારી ન હોય, પરંતુ રાજકીય પરિસ્થિતિને કારણે કે કંઈ લાભ મેળવી લેવાની તકસાધુવૃત્તિ વડે બહારથી મંજૂર રાખી હોય, ત્યાં પણ ભાંગફોડનું શસ્ત્ર વાપરી શકાય છે. ઘણાં સ્થળોએ વર્ધાયોજનાનો સ્વીકાર એટલા માટે કરવામાં આવ્યો છે કે, કેળવણીમાં સુધારા સૂચવવા નીમવામાં આવેલી કમિટીઓ ચારે બાજુથી વખોડી કઢાયેલી જૂની પદ્ધતિને તો મંજૂર રાખી શકે તેમ ન હતી; પરંતુ તેમની પોતાની પાસે પણ કોઈ બીજી યોજના રજૂ કરવા જેટલા વિધાયક ખ્યાલો ન હોવાથી, તેઓએ ગાંધીજીની યોજના તૈયાર મળતાં તેને સ્વીકારી લેવી વધુ સગવડ ભરેલું માની લીધું. એ યોજનાના બધા મુદ્દાઓ સમજવામાં જ આવ્યા નથી હોતા. વળી તે યોજનાનો અમલ

સરકારી અમલદારોને કરવાનો હોય છે, અને તેમનામાં તે માટે જોઈતી શ્રદ્ધા કે તેને શરૂ કરવાની આવડત કે ઉત્સાહ નથી હોતાં.

પરંતુ રશિયામાં ઉપરથી આવેલી સૂચનાઓનો કેવી વફાદારીથી અમલ થાય છે, તેનો દાખલો એક ગામડામાં બનેલી હકીકતથી મળી રહે છે. જ્યારે બધે કેળવણીનું ઉદ્યોગીકરણ કરવાનો હુકમ આવ્યો, અને શાળાઓને કોઈ કારખાના જેવા કે સરકારી માલકીના કે સામુદાયિક માલકીના ખેતર જેવા કોઈ ને કોઈ ઉત્પાદક કેન્દ્ર સાથે જોડી દેવાની સૂચના આવી, ત્યારે એ ગામના લોકો ભારે વિમાસણમાં પડી ગયા. કારણ કે, એ ગામડાથી દૂર દૂર સુધી કોઈ કારખાનું કે એવું ખેતર ન હતું. છતાં સૂચનાનો અમલ તો થવો જ જોઈએ. એટલે ગામની શાળાને એક હજામની દુકાન સાથે જોડી દેવામાં આવી; કારણ કે તે નજીકમાં નજીક એવું ઉત્પાદક મજૂરીનું કેન્દ્ર હતું! *

---

* આ જગાએ તેમ જ આખા પુસ્તક દરમ્યાન અનેક વાર કૃપાલાનીજી આપણા દેશના 'સામ્યવાદી' મિત્રોને ટકોર કરતા જાય છે કે, ગાંધીજીની ઘણી વાતો વ્યવહારમાં તો પશ્ચિમના સમાજવાદીઓ અને સામ્યવાદીઓના ઇરાદાઓને જ અનુસરતી (અલબત્ત તેમની પદ્ધતિ અને વિચારસરણી સાથે તે કેટલીક જગાએ જુદા પડતા હોય છે.), તથા આપણા દેશની પરિસ્થિતિમાં તેમનો વ્યવહારુ તથા ડહાપણભર્યો અમલ કરવાની રીત બતાવનારી હોય છે. પરંતુ તે વાતો પશ્ચિમના દેશોની જુદી પરિસ્થિતિમાં ઊભા થયેલા 'પોકારો' તથા કાઢવામાં આવેલાં તારણોની પરિભાષામાં ન હોવાને કારણે તેમને ન સ્વીકારવી, તથા તેમનો અમલ કરવામાં સહકાર આપી, પોતાના જ સિદ્ધાંતોને વ્યવહારમાં ચકાસી જોવાની તક ગુમાવવી. એ કાંઈ બૌદ્ધિક સુસંગતતા કે પ્રામાણિકતા, કે જેનાં બણગાં સામ્યવાદીઓ જ સૌથી વધારે ફૂંકતા હોય છે, તે તો ન જ કહેવાય.

૭

# ભૂતકાળના પ્રયોગોની નિષ્ફળતા

કેળવણીના ક્ષેત્રમાં આટલા બધા સુધારકો તથા વિચારકો થઈ જવા છતાં, શિક્ષણની બાબતમાં આ આવશ્યક સુધારો * શાથી સ્વીકારાયો નહિ તથા અમલમાં મુકાયો નહિ, તેનાં કારણો હવે આપણે વિચારીએ. કેળવણીની આ નવી, અને છતાં જૂનામાં જૂની, તથા સૌથી સ્વાભાવિક પદ્ધતિ આખા યુરોપને ખરેખર સર કરી બેઠી હોત. પરંતુ એટલામાં જ યંત્રયુગની જે ક્રાંતિ આવી પડી, તેણે ગ્રામોદ્યોગ અને હાથકારીગરીનો નાશ કરી; જીવન અને સંસ્કારના કેન્દ્રને નાના ઉદ્યોગોવાળા તથા ખેતીપ્રધાન સંસ્કૃતિવાળા ગામડામાંથી ખસેડી, મોટા ઔદ્યોગિક શહેરમાં મૂકી દીધું. કુશળ કારીગર તથા શિલ્પીની હવે જરૂર ન રહી; હવે તો મિલો અને કારખાનાંમાં, કાંઈ પણ કુશળતા વિનાની માત્ર યાંત્રિક ગધ્ધા-મજૂરીની જ જરૂર રહી. એવી લોહી નિચોવનારી કાળી મજૂરીની આસપાસ કેળવણીનું તંત્ર ગોઠવવાની પછી શક્યતા જ ન રહી. પરિણામે એવો પ્રયત્ન જ ન કરવામાં આવ્યો.

હાથકારીગરીના જમાનામાં તો કુટુંબમાં ચાલતા ઉદ્યોગમાં બાળક સ્વાભાવિક હિસ્સો લેતું અને તે મારફત ઘણો બૌદ્ધિક વિકાસ સાધતું. પરંતુ કારખાનામાં કામ કરવાની પદ્ધતિએ અને શહેરના જીવને તો જે કુદરતી પરિસ્થિતિમાં સ્ત્રીપુરુષો વસતાં અને પોતાની કેળવણી તથા સામાન્ય ડહાપણનું ભંડોળ પ્રાપ્ત કરતાં, તેનાથી તેમને વધુ ને વધુ અળગાં કરી મૂક્યાં.

આમ, કેળવણીના ક્ષેત્રમાં તો યાંત્રિક યુગની ઊલટગામી જ અસર થઈ. તેણે તવંગર શહેરવાસીઓની બૌદ્ધિક શિક્ષણ માટેની કૃત્રિમ સગવડો હદ બહાર વધારી દીધી, અને બીજી બાજુ ગામડાંની વસ્તી

---

* અર્થાત્ કેળવણી કોઈ હાથ-ઉદ્યોગની આસપાસ ગૂંથી, જ્ઞાન અને ક્રિયાને એકસાથે ખીલવવાનો પ્રયત્ન કરવારૂપી સુધારો.

તથા શહેરની ગોઝારી ચાલીઓમાં રહેતી અને કારખાનાંમાં મજૂરી કરતી ધાડાંબંધ વસ્તી માટેની સગવડો ઘણી ઓછી કરી નાખી. પરિણામ એ આવ્યું કે, શહેરમાં રહેતા ઉપલી કોટીના અને તવંગર વર્ગો તથા બાકીની બધી શહેર કે ગામડાંની વસ્તી વચ્ચે માત્ર ધનની બાબતમાં જ નહીં, પણ કેળવણી, સંસ્કાર, અને બુદ્ધિના ચેતનપણાની બાબતમાં, ન સાંધી શકાય એવું મોટું અંતર પડી ગયું. યંત્રયુગ પહેલાં કેળવણી અને સંસ્કારિતાની બાબતમાં ધનિક લોકોના ઇજારા જેવું કાંઈ ન હતું; ઊલટું વિદ્યા-કળાની બાબતમાં મઠોના ધર્મગુરુઓ અને મધ્યમ વર્ગ જ વિદ્યાવ્યાસંગી વર્ગ ગણાતો. આ વર્ગોનાં મૂળ ધરતીમાં બરાબર જડાયેલાં હોતાં, અને આમજનતા સાથે તેમનો નિકટ અને ચાલુ સંબંધ રહેતો. આ રીતે પ્રાચીન અને મધ્ય યુગોમાં શિક્ષણ છેક આમજનતા સુધી પ્રસરેલું રહેતું. પરંતુ શહેરોના ધનિક વર્ગ પૂરતી જ મર્યાદિત રહેતી નવી કેળવણીએ ઉચ્ચ વર્ગો અને જનતા વચ્ચેનો આ સંપર્ક તોડી નાખ્યો. નીચલા વર્ગોની ગરીબાઈમાં હવે અજ્ઞાન તથા નૈતિક તેમ જ ભૌતિક ગંદકીનો ઉમેરો થયો; અને પરિણામે શહેરમાં અને ગામડાંમાં વસતો આમવર્ગ અને તેના અનેકવિધ પ્રશ્નો ઊભા થયા, કે જે આજે દેશોની આંતરિક તેમ જ આંતરરાષ્ટ્રીય શાંતિને પણ ભયરૂપ બન્યા છે.

જ્યારે હાથકારીગરી અને હુન્નરઉદ્યોગની પડતી થઈ, અને તેમના વડે થતા ઉત્પાદનની કાંઈ આર્થિક કિંમત ન રહી. ત્યારે તેવા ઉદ્યોગોને કેળવણીની યોજનામાં દાખલ કરવા, એ એક કૃત્રિમ તથા અસ્વાભાવિક વાત જ બને. એ ઉદ્યોગને કોઈ રસ તથા ઉત્સાહથી શીખે પણ નહીં કે શીખવે પણ નહીં. પરિણામે, ઉદ્યોગોની આસપાસ કેળવણી ગૂંથવાનો સુધારકોએ પ્રતિપાદિત કરેલો સિદ્ધાંત અમલમાં ન આવી શક્યો.

કેળવણીમાં આ આવશ્યક સુધારો અમલમાં ન આવી શકયાનું એ તો મુખ્ય કારણ કહેવાય. પરંતુ બીજું પણ એક પ્રબળ પણ ગૌણ કારણ તે અરસામાં અસ્તિત્વમાં આવ્યું હતું. જેમ જેમ રાજકારણમાં લોકશાહીનો સિદ્ધાંત પ્રચારમાં આવતો ગયો, તેમ તેમ રાજ-કારણીઓનો એક નવો વર્ગ નવા સમાજમાં પોતાનું મુખ્ય સ્થાન

જમાવવા લાગ્યો. રાજકારણ હવે અમીર-ઉમરાવ વર્ગનો ઇજારો ન રહ્યો. મધ્યમવર્ગના લોકો હવે રાષ્ટ્રના જાહેરજીવનમાં વધુ ને વધુ આગળ આવવા લાગ્યા તથા ભાગ લેવા લાગ્યા. એ નવા રાજકારણીઓની સત્તા હવે તેમના ઉચ્ચ કુળ કે સામાજિક મોભાને આભારી ન રહી; પરંતુ જનતાનાં વિશાળ મતદારમંડળોને આભારી બની હતી. એટલે તેઓમાં પોતાની સ્થિતિ જાળવી રાખવા, તેમને પોતાનાં મતદારમંડળોને પંપાળવાં પડતાં. એ વસ્તુ સફળ રીતે પાર પાડવા, આ નવા રાજ-કારણીઓને, શબ્દો અને સૂત્રો વાપરવાની તથા ભાષાનો ચાલાકીભર્યો ઉપયોગ કરવાની તાલીમ મેળવવાની જરૂર ઊભી થઈ.

તેઓએ લોકમાનસનો ઉપયોગ કરી પોતાનું કામ પાર પાડવું રહ્યું. હેત્વાભાસને તર્કશુદ્ધ દલીલ તરીકે રજૂ કરવો, અને ન્યાયશુદ્ધ બાબતને બુદ્ધિહીન બતાવવી; છટાદાર સૂત્રો અને અમુક પોકારોનો ઉપયોગ કરી લોકમાનસને પોતા તરફ ખેંચવું; ચૂંટણી વખતે આપેલાં વચન પોતે પૂરેપૂરાં પાળ્યાં એવો દેખાવ કરવો,— એ બધામાં તેઓએ ચાલાકીભરી દલીલો અને છટાદાર સૂત્રોનો જ ઉપયોગ કરવો રહ્યો. ઘણુંખરું ચૂંટણી વખતે અપાતાં વચનો પાળી શકાય તેવાં હોતાં જ નથી. કારણ કે એ બધાં એવા સામાન્ય તથા પોકળ સિદ્ધાંતોને લગતાં હોય છે કે, તેમને વાસ્તવિકતા સાથે નહીં જેવો સંબંધ હોય છે.

પરિણામે, એ નવા રાજકારણીએ શબ્દો, સૂત્રો અને પ્રચાર દ્વારા એમ જ બતાવવું રહ્યું કે, પોતે જેનો પ્રયત્ન પણ શરૂ નથી કર્યો, તે વસ્તુ પોતે ક્યારની સિદ્ધ કરી દીધી છે! વળી તેણે આમજનતાને આકર્ષવા ખાતર તેની આગળ પોતાને કેળવાયેલો, સુધરેલો, અને જ્ઞાનની બધી શક્ય શાખાઓમાં પૂરેપૂરો પારંગત દર્શાવવો રહ્યો. એ વસ્તુ ત્યારે જ શક્ય બને કે જ્યારે તેની કેળવણી માત્ર બૌદ્ધિક તેમ જ સામાન્ય સિદ્ધાંતોને લગતી હોય. તદનુસાર બધી શાળા-કૉલેજો અને યુનિવર્સિટી-ઓમાં ચર્ચાપરિષદો અને બનાવટી ધારાસભાઓ અને પાર્લમેન્ટોનો અભિનય કરવામાં આવે છે. ઊગતો વકીલ તથા ભવિષ્યનો રાજકારણી આગેવાન એ બધી ચર્ચાપરિષદોમાં પોતાની ભવિષ્યની કારકિર્દી માટે તૈયાર થતો જાય છે. આવી મંડળીઓમાં ચાલતી ચર્ચાઓ સ્વાભાવિક

રીતે જ કૃત્રિમ તથા વાસ્તવિકતા સાથે સંબંધ વિનાની બની રહે છે. વિદ્યાર્થી પાસે ગંભીર તથા અસરકારક વિચારણા માટે જોઈતું પાકટ જ્ઞાન તથા અનુભવ હોતાં નથી; પોતાની એ મોટી ઊણપને તે તર્કબાજીથી તથા ભાષાની ચાલાકીભરી ગોઠવણી અને વાચાળતાથી પૂરી કરી લેવા મથે છે. પરિણામે ઘણી વાર એમ બને છે કે, શાળા-કૉલેજોની ચર્ચાપરિષદોમાં પહેલા નંબરનું ઇનામ મેળવી જનારો છોકરો જ લોકશાહી તંત્રમાં ભવિષ્યના રાજકારણી આગેવાન તરીકે ફૂટી નીકળે છે. આજે સાચા રાજકારણી પુરુષોની જે તંગી જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ કદાચ આ જ હશે. વળી છેતરપિંડી અને ઢોંગનો આશરો લેયા કરવાનું આજની લોકશાહીઓનું જે ખાસ વલણ દેખાય છે, તેનું કારણ પણ એ જ હશે.

તેમ છતાં, કેળવણીએ હંમેશાં વાસ્તવિકતાને વફાદાર રહેવું જોઈએ, તથા જ્ઞાન અને ક્રિયાને પરસ્પર સંમિલિત રાખી દૃઢ કરવાં જોઈએ, એ જાતનો સિદ્ધાંત કદી છેક જ ભૂલવામાં ન જ આવ્યો. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓ અને ઔદ્યોગિક કેળવણીમાં તેનો સ્વીકાર ચાલુ જ રહ્યો. યુરોપ અને ખાસ કરીને અમેરિકામાં કેટલીક સૌથી વધુ ખીલેલી વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રને લગતી કેળવણી-સંસ્થાઓ મોટા ઉદ્યોગો સાથે જ સંકળાયેલી છે. જ્યાં વૈજ્ઞાનિક, ઇજનેરી અને યાંત્રિક શિક્ષણની શાળાઓ કારખાનાં કે ઉદ્યોગાલયો સાથે સંકળાયેલી હોતી નથી, ત્યાં પણ વિદ્યાર્થીઓને નિયમિત રીતે અમુક ગાળે મિલો અને કારખાનાંઓમાં પ્રત્યક્ષ કામકાજ અને અનુભવ માટે જવું જ પડે છે. આ ક્ષેત્રોમાં 'જ્ઞાન અને ક્રિયાએ સાથે જ ચાલવું જોઈએ,' એ સિદ્ધાંત સ્વીકારાયેલો જ રહ્યો છે. માત્ર જીવન માટે તૈયાર કરતી કહેવાતી ચાલુ કેળવણીની શાળાઓમાં આ સિદ્ધાંત ઉપર પૂરતું લક્ષ આપવામાં આવ્યું નથી. એનું કારણ, આપણે જોઈ આવ્યા તેમ, આધુનિક સંસ્કૃતિની વિશિષ્ટ આર્થિક અને ઔદ્યોગિક પરિસ્થિતિ તથા લોકશાહી રાજકારણ છે. તેમ છતાં, આ ક્ષેત્રમાં પણ એ જાતના પ્રયોગો કરી, સારાં પરિણામ મેળવનારી શાળાઓનો અભાવ તો નથી જ.

નિરીક્ષણ અને ક્રિયા દ્વારા કેળવણી આપવાના સિદ્ધાંતનો વ્યવહારમાં ભલે અમલ નહીં થતો હોય; તોપણ સિદ્ધાંત તરીકે આધુનિક કેળવણીશાસ્ત્રમાં સર્વત્ર તેનો પૂરેપૂરો સ્વીકાર તો થાય છે જ. નાનાં બાળકો માટે કિંડરગાર્ટન અને મોન્ટેસોરી પદ્ધતિઓ પ્રચારમાં આવી છે. તે ઉપરાંત પ્રાયોગિક શિક્ષણ અને 'પ્રોજેક્ટ' પદ્ધતિવાળી ડૉલ્ટન પદ્ધતિ પણ છે. આ બધી નવી પદ્ધતિઓએ બીજા દેશોમાં ગમે તે પરિણામો આણ્યાં હશે, — અને તેમણે મોટા પ્રમાણમાં કંઈ પરિણામ આણી દીધાં છે એવું નથી; — પરંતુ હિંદુસ્તાનમાં તેમના થયેલા પ્રચારે બાળકોની કેળવણીનો આર્થિક બોજો એટલો બધો વધારી મૂક્યો છે કે, કેવળ તવંગર અથવા ઉપલા મધ્યમ વર્ગના લોકો સિવાય બીજા કોઈ તે ઉપાડી જ ન શકે. મુંબઈ જેવાં કેટલાંક મોટાં કેન્દ્રોમાં તો બાળક દીઠ શિક્ષણની ફી મહિને आठ रूपियाथी માંડીને पंदर रूपिया સુધીની હોય છે. એમાં વળી વાહનખર્ચ માટે થોડા વધુ રૂપિયા ઉમેરવાના તો બાકી જ. અને આ તો બાલમંદિરો અને બાલવાટિકાઓના ખર્ચની વાત થઈ. પરંતુ 'પ્રોજેક્ટ' પદ્ધતિનું ખર્ચ તો ભલા ભૂપને પણ ભારે પડી જાય એવું હોય છે. એ બધી પદ્ધતિઓના પાયામાં રહેલા સિદ્ધાંતો યથાર્થ છે, પરંતુ તે પદ્ધતિઓ પોતે હિંદુસ્તાન જેવા ગરીબ દેશ માટે અતિશય ખર્ચાળ ગણાય. તેમના અતિશય ખર્ચાળપણા ઉપરાંત એ પદ્ધતિઓનો પૂરેપૂરો ઉપયોગ પણ શક્ય નથી. કારણ કે, બાળક શરૂઆતનાં થોડાં વર્ષો દરમ્યાન તે પદ્ધતિએ કેળવણી મેળવે; પણ પછીથી આગળ તો તેને જૂની પદ્ધતિનું જ શિક્ષણ આપવામાં આવે. એટલે જે કાંઈ થોડોઘણો લાભ તેને શરૂઆતમાં મળ્યો હોય, તે બધો પછીનાં વર્ષોમાં તેને શાળાના ઓરડામાં બેસી યાંત્રિક રીતે કરવા પડતા અસર્જક બૌદ્ધિક કામકાજથી ધોવાઈ જાય છે.

ગાંધીજી તો પોતાની યોજના વડે કેળવણીને, અર્થોત્પાદક તથા સર્જનાત્મક એવા શારીરિક કામકાજ દ્વારા, અત્યારની હિંદુસ્તાનની પરિસ્થિતિમાં શક્ય તથા વ્યવહારુ બનાવવા માગે છે. એક રીતે કહીએ તો તેમનો ઇરાદો કેળવણીના ક્ષેત્રને તથા તેની પદ્ધતિને સુધારી, તેને સસ્તી અને વ્યાપક બનાવી, તેનો સંમાનિત સિદ્ધાંતો સાથે મેળ બેસાડવાનો

છે. એ હેતુ કંઈ બાળકોને માત્ર રમકડાં કે તેવી ખેલની વસ્તુઓ પૂરી પાડ્યે, કે સમય વસ્તુઓ અને ધનનો મોટા પ્રમાણમાં જેમાં વ્યર્થ વ્યય થાય તેવું કામકાજ કંઈ સમજ વિના કે તેની આર્થિક ઉપયોગિતા તરફ દુર્લક્ષ રાખીને કર્યા-કરાવ્યાથી સિદ્ધ ન થઈ શકે. તે હેતુ તો એવો કોઈ હાથઉદ્યોગ શીખવવાથી પાર પડી શકે, કે જેને ચોકસાઈથી તથા કુશળતાથી શીખવામાં આવે, તથા જેનાં અભ્યાસ અને પ્રગતિ આર્થિક ઉત્પન્નના ગજ વડે ચાલુ મપાતાં રહે; તથા જે ઉદ્યોગ તેના વડે સાદી તથા માનભરી આજીવિકા મળી રહે તેટલા કારણથી જ નહીં, પણ સામાન્ય કેળવણીનાં પ્રયોજનો માટેની ઉપયોગી અને વૈજ્ઞાનિક પદ્ધતિ તરીકે પણ શીખવવામાં આવે.

એવી કાળજીભરી રીતે તથા ઝીણવટથી કરવામાં આવેલો ઉદ્યોગ વિજ્ઞાનશુદ્ધ કામકાજ કહેવાય. તેથી કરીને, સાચી કેળવણી — કે જેનો અર્થ વ્યક્તિનો વિકાસ અને સામાજિક પ્રગતિ બંને થાય છે — તેની દૃષ્ટિએ ગાંધીજીની યોજનાની શક્યતાઓ અમાપ છે.

## ૮

# સમન્વિત શિક્ષણ

છેવટે તો બધું શિક્ષણ જીવન અર્થે છે. તેથી જીવન અને તેના પ્રશ્નોથી તેને વિખૂટું પાડી શકાય નહીં. જીવન જટિલ હોય છે અને જટિલ પ્રશ્નો આપણી આગળ રજૂ કર્યા કરે છે. જીવનમાં પ્રત્યક્ષ આવીને ઊભી રહેતી મુશ્કેલીઓ અને ગૂંચો કદી જ્ઞાનની કોઈ એક શાખા કે ક્ષેત્રની મદદથી ઉકેલી શકાતી નથી. ઊલટું, જીવનને લગતો દરેક પ્રશ્ન જુદા જુદા અનેક વિષયોને વ્યાપતો હોય છે. તેના ઉકેલ માટે અરસપરસ સંકલિત એવા અનેક વિષયોના આખા જૂથની જરૂર પડે છે. તેનો અભ્યાસ ફક્ત પ્રાણી-વિજ્ઞાન, ભૌતિક-વિજ્ઞાન કે રસાયણ-વિજ્ઞાન વડે જ નથી પાર પડતો, પરંતુ તેમાં અર્થશાસ્ત્ર અને રાજકારણની અપેક્ષા પણ રહે છે. જેમ કે, આપણી શાળાઓ અને

વિદ્યાલયોમાં સામાન્ય રીતે ભૌતિક શાસ્ત્રોને લગતા વિષયોને અર્થશાસ્ત્ર અને રાજકારણથી અલગ પાડી દેવામાં આવે છે. ભૌતિક શાસ્ત્રોના જ્ઞાન વડે સારો ખેતી-નિષ્ણાત પેદા થઈ શકે; પરંતુ તે માણસ બજાર તેમ જ ત્યાં અવારનવાર પ્રવર્તતી ભાવોની વધઘટના કાયદાથી માહિતગાર ન હોય, અથવા તેને અર્થશાસ્ત્ર કે રાજકારણનું થોડુંકેય પ્રાથમિક જ્ઞાન ન હોય, તો તેણે ઉતારેલો મબલક પાક વગર વેચાયો તેના કોઠારમાં જ પડ્યો રહે. છતાં અત્યારની કેળવણી તો ખેતી-વિદ્યાનો અભ્યાસ કરનારને ભૌતિક શાસ્ત્રોની માહિતી આપીને જ બેસી રહે છે, અને તેને આવશ્યક એવું આર્થિક કે વેપારી જ્ઞાન તેને પોતાની મેળે ભૂલો અને અખતરાઓ તથા મોંઘી કિંમતે ખરીદેલા જાત-અનુભવથી મેળવવા માટે બાકી રહેવા દે છે.

તેથી કરીને કેળવણીની સારામાં સારી પદ્ધતિ, અર્થાત્ જીવનને વફાદાર એવી પદ્ધતિ તો જીવનના પ્રત્યક્ષ પ્રશ્નોના અનુસંધાનમાં રજૂ થતા અને અરસપરસ સંકલિત એવા વિષયોના જૂથનો સમન્વિત અભ્યાસ કરવો, એ જ હોઈ શકે. પછી આગળ ઉપર છેવટની અવસ્થાએ ભલે જ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોને જરૂર પ્રમાણે ખાસ અભ્યાસ માટે જુદાં પાડવામાં આવે. પરંતુ એ તો કેટલાક ખાસ શક્તિવાળા વિદ્યાર્થીઓ પૂરતું જ કરવાનું હોઈ શકે; બધા માટે નહીં. આજે જુદા જુદા વિષયોનો અરસપરસ સમન્વય વિચારવામાં નથી આવતો. જીવનમાં જે વિષયોનો કોઈ ખાસ મેળ શક્ય નથી હોતો, તેવા વિષયોનો અભ્યાસ-ક્રમમાં કૃત્રિમ રીતે ખડકલો કરવામાં આવે છે. આખી શિક્ષણપ્રક્રિયાને જ કદી વાસ્તવિક રીતે સમન્વિત કે સંકલિત કરવામાં આવતી નથી. આપણા અધ્યાપકો અને શિક્ષકો પોતાનું કામ એકબીજાથી અલગ અલગ કર્યા કરે છે, અને તેમને પોતાની જ સંસ્થામાં પોતાના સાથીઓ શું કામ કરે છે કે બીજી સંસ્થાઓ શું કામ કરતી હોય છે, તેનું સદંતર અજ્ઞાન હોય છે. આ પ્રમાણે જીવનના પ્રશ્નોની વાસ્તવિક જટિલતાને કૃત્રિમ રીતે સાદી કરી મૂકવામાં આવે છે, અને તેને પરિણામે શિક્ષક તેમ જ વિદ્યાર્થી બંનેને ગેરલાભ થાય છે. શિક્ષકને જીવન અને તેને લગતી બાબતોથી જુદું પાડી દેવામાં આવતું હોવાથી, તે નર્યું

શાબ્દિક, ઉપરચોટિયું અને કૃત્રિમ બની જાય છે. પરંતુ જો શિક્ષણને કોઈ એકાદ ઉદ્યોગની આસપાસ ગૂંથી લેવામાં આવે, તો અભ્યાસના વિષયોમાં આ કૃત્રિમ રીતે ઊભાં કરવામાં આવતાં અસંલગ્નતા ને અલગપણું આપોઆપ ટળી જાય; જુદા જુદા શિક્ષકો અને શિક્ષણસંસ્થાઓનું કામ પરસ્પર અનુબદ્ધ, સંગઠિત, અને એકરૂપ બની જાય; તથા શાળા, શિક્ષકો અને વિદ્યાર્થીઓ એક સહકારી મંડળને ધોરણે ચાલતી પ્રવૃત્તિના સમાન હિસ્સેદારો બની રહે. એનાથી જ્ઞાનની પણ સારી પ્રગતિ સધાય એટલું જ નહીં, પણ એ પ્રક્રિયા દરમ્યાન નક્કર વ્યવહારુ પરિણામોય નીપજે. આવું શિક્ષણ જીવન અને તેના પ્રશ્નો માટે સાચી તૈયારીરૂપ બને.

## ૯

# શબ્દોની જોહુકમી

જે નક્કર શિક્ષણ એકાદ ઉદ્યોગની આસપાસ કેન્દ્રીભૂત થયું હોય છે, તેના વડે નર્યા શાબ્દિક અને પુસ્તકિયા જ્ઞાન કરતાં બીજો એક મોટો વિશેષ લાભ થાય છે : શબ્દોની જોહુકમી જેને કહી શકાય, તે વસ્તુમાંથી વિદ્યાર્થીને તે ઉગારી લે છે. કામ કરનારો માણસ જે શબ્દ વાપરે છે, તે દરેક કાંઈક નક્કર તથા વાસ્તવિક વસ્તુને લગતો હોય છે. બાહ્ય જગતમાં તેને અનુરૂપ કોઈ ને કોઈ વસ્તુ હોય છે. જે કોઈ શબ્દ એ પ્રમાણે કોઈ વિશેષ કે નિશ્ચિત અનુબંધવાળો નથી હોતો, તેના પ્રત્યે કામગરો મનુષ્ય યથોચિત સંશયવૃત્તિથી જ જુએ છે. તે જાણતો હોય છે કે, શબ્દો તો માત્ર પ્રતીકો છે, તેઓની સ્વતંત્ર હસ્તી નથી. જ્યાં સુધી તેઓ કોઈ વસ્તુઓ, સંબંધો કે પ્રક્રિયાઓને ઉલ્લેખે છે, ત્યાં સુધી જ તેમનો અર્થ કે કિંમત છે. જ્યારે શબ્દોથી ઉદ્દેશાતી વસ્તુઓ કે સંબંધોની બાહ્ય દુનિયામાં હયાતી જ નથી હોતી, અથવા કોઈ અનિશ્ચિત કે અર્ધ-લક્ષિત દશામાં જ હોય છે, ત્યારે તેવા શબ્દોના ઉપયોગ કે અભ્યાસમાંથી મળતા જ્ઞાનની શી કિંમત આંકવી, એ તે

જાણતો હોય છે. નક્કર પદાર્થો સાથે જ તેને કામ પડયા કરતું હોવાથી અને તેમનો શબ્દ સાથેનો સંબંધ તે જાણતો હોવાથી, તેને શબ્દોનો ઊગમ સમજાઈ જાય છે; તથા શબ્દો કેવી રીતે અર્થયુકત બને છે, તેમ જ તેઓ કયો ઉપયોગી હેતુ પાર પાડે છે, એ બધું તે જાણતો થાય છે. ઉપરાંત, તેમની મર્યાદા પણ તે સમજી જાય છે.

શબ્દો એ માત્ર પ્રતીકો છે એ બાબતની ગેરસમજને લીધે, તથા તેમના દુરુપયોગ તેમ જ ભૂલભર્યા વાપરને કારણે, જગતમાં છેડા વિનાની તકરારો તથા ચર્ચાઓ ઊભી થઈ છે. વસ્તુસ્થિતિના પુરાવા વડે ફેંસલો મેળવવામાં આવે, તો તેવી ઘણી ચર્ચાઓનો સહેલાઇથી અંત લાવી શકાય. પરંતુ પુસ્તકિયા કે વસ્તુશૂન્ય જ્ઞાનની ખાસિયત જ એ હોય છે કે, સ્ત્રીઓ તેમ જ પુરુષો માત્ર શબ્દોના બચાવમાં એકબીજાનાં ગળાં કાપવાની હદે જવા હંમેશ તૈયાર બની જાય એટલી હદે તે મનુષ્યોની બુદ્ધિને છાવરી લે છે. ભાષાના શિથિલ તેમ જ અ-વિચારી ઉપયોગથી અને ખાસ કરીને સામાન્ય તથા વસ્તુશૂન્ય શબ્દોથી જેટલી લડાઈઓ થઈ છે અને લોહી રેડાયું છે, તેટલું બીજા કશાથી નથી થયું. અરે વૈજ્ઞાનિકો પોતે પણ શબ્દોએ ઊભા કરેલા ગૂંચવાડામાંથી સદંતર મુક્ત નથી હોતા. ઘણી વાર તેઓ પોતાની માહિતીની રજૂઆત માટે ભાષાનું જે સાધન વાપરે છે, તે તેમનો સ્વામી થઈ બેસે છે. વિજ્ઞાને તો હમેશાં કાળજીપૂર્વક પ્રયોગ વડે ખાતરી કરી લીધેલી માહિતીના જ પક્ષકાર રહેવું જોઈએ. પરંતુ ઘણી વાર, કેટલીક માહિતીની કામચલાઉ સમજૂતી માટે ઉપયોગી થઈ પડે તે હેતુથી તારવી કાઢેલા વાદોને પ્રત્યક્ષ પુરવાર થઈ ચૂકેલા સત્ય તરીકે સ્વીકારી લેવામાં આવે છે; અને પછી જગતના રોજિંદા વ્યવહારોને લાગુ પાડવામાં આવે છે. દાખલા તરીકે, આખું જગત એ ભૌતિક તત્ત્વોનો ખેલ છે એવો જડ-વાદ એ પણ એવો એક વાદ જ છે. એ કાંઈ વૈજ્ઞાનિક રીતે પુરવાર થયેલું સત્ય નથી. પ્રમાણિક તથા જેમનું ચિત્ત ઠેકાણે છે એવા માણસો સર્વાનુમતિથી સ્વીકારી શકે એવા વૈજ્ઞાનિક સત્ય તરીકે તેને કદી પણ પુરવાર કરી શકાય તેમ છે કે કેમ, એ એક કોયડો જ છે. છતાં ઘણા ફિલસૂફો, અર્થશાસ્ત્રીઓ, વ્યવહારુ સુધારકો અને રાજકારણી

આગેવાનો એ વાદનો ઉપયોગ, જાણે તે વૈજ્ઞાનિક રીતે પુરવાર થયેલું સત્ય હોય તેમ કરે છે. એક પેઢી પહેલાં યાંત્રિક જડવાદ ખાતરીબંધ ગણાતો, આજે તાર્કિક જડવાદ[1] ખાતરીબંધ ગણાય છે. પરંતુ વસ્તુતાએ એ બંને હજુ પુરવાર ન થયેલા અને વૈજ્ઞાનિકોએ પોતાના કામની સરળતા માટે સ્વીકારી લીધેલી ધારણાઓરૂપ વાદો જ છે; પરંતુ તેમને વૈજ્ઞાનિક રીતે સિદ્ધ થઈ ચૂકેલાં સત્ય ગણી લેવામાં આવ્યાં છે.

શબ્દોની આ જોહાકી વિષે પેસ્ટેલોઝી કહે છે: "માણસો જ્યારે જીવનની વાસ્તવિકતાઓનું પ્રગતિશીલ જ્ઞાન ધરાવ્યા વિના શબ્દો, લક્ષણો અને અભિપ્રાયોની ભુલભુલામણીમાં ધસી જાય છે, ત્યારે તેમનાં મન શબ્દોરૂપી એક જ ભૂમિકાએ ગંઠાઈ જાય છે, અને પછી તેમનામાં નવી તાકાત મેળવવાની બીજી કોઈ ઇંદ્રિય જ રહેતી નથી." બીજે સ્થળે તે કહે છે, "યુરોપમાં લોકોની સંસ્કારિતા તો શ્રદ્ધા તેમ જ સાચું જ્ઞાન એ બેઉને ખતરનાક નીવડે એવી કેવળ પોકળ વાચાળતારૂપ બની ગઈ છે; તે સંસ્કારિતાનું શિક્ષણ એટલે માત્ર શબ્દોનું શિક્ષણ; અને તે શબ્દો પણ, થોડુંક સ્વપ્નદ્રષ્ટાપણું અને દેખાડ એ બેથી જ ભરેલા હોઈ, આપણામાં શ્રદ્ધા અને ભક્તિનું શાંત ડહાપણ ઊભું કરી જ ન શકે; પરંતુ ઊલટા આપણને નાસ્તિકતા અને વહેમ તથા સ્વાર્થ અને નિષ્ઠુરતા તરફ જ દોરી જાય. શબ્દો અને પુસ્તકો માટેની ઘેલછા, કે જેણે આજકાલ આપણી પ્રચલિત કેળવણીનું બધું સ્થાન રોકી લીધું છે, તે એટલી હદે પહોંચી છે કે, હવે આપણે છીએ તે સ્થિતિએ

---

૧. યાંત્રિક જડવાદ એટલે જડ તત્ત્વોના યાંત્રિક આઘાત-પ્રત્યાઘાતોનાં નિરીક્ષણો ઉપરથી નિર્ણયો તારવતો વાદ. ત્યારે તાર્કિક જડવાદ અમુક હદ પછી તર્કશાસ્ત્ર (ન્યાયશાસ્ત્ર)ની આવશ્યકતા મુજબ નિર્ણયો તારવે છે. જેમ કે હેગલ જણાવે છે કે, પ્રથમ અમુક પરિસ્થિતિ આઘાત રૂપે થાય, તે સામો પ્રત્યાઘાત ઊભો કરે; પછી પાછો તેમાંથી તે બેનો સંમિલિત સંઘાત જેવી સમન્વિત વસ્તુસ્થિતિ નીપજે. તે પાછો સ્થિર થતાં આઘાતરૂપ બની, સામો પ્રત્યાઘાત ઊભો કરે, જેમાંથી પાછો નવો સમન્વય-સંઘાત નીપજે એ પ્રમાણે આખો ક્રમ તર્કશાસ્ત્રનાં પગથિયાં અનુસાર ચાલે છે, એવું માને તે તાર્કિક જડવાદ.

લાંબો વખત રહી શકીએ તેમ નથી, એ નિર્વિવાદ છે. દરેક બાબતથી મને ખાતરી થતી જાય છે કે, નાગરિક, નૈતિક અને ધાર્મિક દૃષ્ટિએ મૃતપ્રાય ભૂમિકાએ પડી રહેવામાંથી આપણે બચવું હોય, તો આપણે આપણી પ્રચલિત કેળવણીનું ઉપરચોટિયાપણું, તૂટકપણું, અને મોહ તજી દેવાં જોઈએ, તથા દર્શન – સાક્ષાત્કારને જ જ્ઞાનના સાચા પાયા તરીકે સ્વીકારવું જોઈએ." આમાં વળી નિરૂપયોગી, જડ અને અરસિક પાઠ્યપુસ્તકોના ઢગલાની જોહાકી ઉમેરો, તથા સાથે સાથે ખ્યાલમાં રાખો કે એ ઢગલો કંઈ તે પુસ્તકોનું કોઈ આંતરિક મૂલ્ય હોવાને કારણે વિદ્યાર્થીના ઉપર લાદવામાં નથી આવતો, પરંતુ તે પુસ્તકોના લેખકો કે જેમને બે પૈસા કમાવરાવવાના હોય છે તેમને આર્થિક લાભ થાય છે, તે કારણે જ લાદવામાં આવે છે,— એટલે તમને આજના હિંદુસ્તાનમાંની કેળવણી-વિષયક પરિસ્થિતિનો યથાર્થ ખ્યાલ આવી રહેશે.

સામાન્ય જાતિગત તથા વસ્તુશૂન્ય શબ્દોને કોઈ સ્થિર કે નિશ્ચિત વાચ્યાર્થ હોતો નથી. તે શબ્દો વાસ્તવિક જગતમાં કોઈ અમુક ખાસ તથા પ્રત્યક્ષ બતાવી શકાય એવી વસ્તુના વાચક હોતા નથી. ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો એવી બીનાઓ સાથે કામ લેતાં હોય છે કે જેમની બાબતમાં બૌદ્ધિક રીતે પ્રામાણિક તથા ડાહ્યા લોકોમાં ભાગ્યે જ મતભેદ હોઈ શકે. પરંતુ અર્થશાસ્ત્ર અને રાજકારણ જેવાં સમાજશાસ્ત્રો એવા સામાન્ય તથા વસ્તુશૂન્ય શબ્દો સાથે કામ લે છે કે જેમનો વાચ્યાર્થ કંઈ નહીં તો અસ્પષ્ટ તો હોય જ છે; અને તેથી બૌદ્ધિક રીતે પ્રમાણિક તથા ડાહ્યા એવા મોટા ભાગના લોકોમાં તે વિષે મતભેદ હોઈ શકે છે અને હોય છે. તેથી કરીને, વૈજ્ઞાનિક પરિભાષાના જે શબ્દોનો વાચ્યાર્થ સ્થિર, નિશ્ચિત તથા સહેજે બદલી ન શકાય તેવો હોય છે, અને સામાન્ય તથા વસ્તુશૂન્ય શબ્દો કે જેમનો વાચ્યાર્થ તેવો નથી હોતો અથવા બહુ બહુ તો શંકાસ્પદ હોય છે, તેવા શબ્દો વચ્ચે કંઈક ભેદ તો પાડવો જ જોઈએ. ભૌતિક બીનાઓમાંથી તારવેલું જ્ઞાન, તેમ જ વસ્તુશૂન્ય વિકલ્પોમાંથી તારવેલું જ્ઞાન — એ બંને જ્ઞાનોને સરખાં વૈજ્ઞાનિક કહેવાં, એ તો 'ચાર પદ'નો હેત્વાભાસ કહેવાય.

વળી, સામાન્ય જાતિગત શબ્દો વાસ્તવિક બીનાઓમાંથી તેમની કેટલીક અગત્યની વિશેષતાઓ પડતી મૂકીને, પછી બાકી રહેતા સામાન્ય ખોખા માટે યોજવામાં આવ્યા હોય છે. આમ તારવી કાઢેલા તે શબ્દોને પણ પછીથી જીવનને લગતાં કેટલાંક વાસ્તવિક તથા યુગપ્રવર્તક નિરૂપણોના સમર્થનમાં છૂટથી વાપરવામાં આવે છે. મૂડીવાદ, ફાશીવાદ, સામ્યવાદ, ગાંધીવાદ અને તેવા કોઈ પણ ' વાદ ' એ આ જાતનાં અતિ વ્યાપક તારણો છે, એમ બહુ થોડા જ લોકો સમજતા હોય છે. એ શબ્દોને જે અર્થ સમર્પવામાં આવતો હોય છે, તેનો કોઈ સ્થિર કે નિશ્ચિત વાસ્તવિકતા સાથે મેળ નથી હોતો; પરંતુ પોતાની રાજકીય, સામાજિક કે આર્થિક છાપ તથા તે અનુસાર ઊભા થતા પોતાના ગમા-અણગમા તથા લાગણીઓ સાથે જ તેનો મેળ હોય છે. એવા શબ્દોનો ઉલ્લેખ થતાં જ દુનિયામાં આજે કેટલાં માણસો સ્વસ્થ રહી શકતાં હશે? એક જ શબ્દ જુદાં જુદાં માનસોમાં જુદી જુદી તથા વિરુદ્ધ લાગણીઓ જ ઊભી કરતો હોય છે. ફાશીવાદીને મન સામ્યવાદ એ શબ્દ આ જગતમાં જે કાંઈ આસુરી, કાળું તથા અનિષ્ટકારક છે તેનો જ વાચક છે. પરંતુ માર્ક્સવાદીને મન તો તે શબ્દ આ જગતમાં જે કાંઈ શ્રેયસ્કર તથા સુંદર છે, તથા જેને માટે જીવી શકાય તેમ જ મરી શકાય, અને જેને માટે પોતાનાં સર્વ માનવબંધુઓ તેમ જ જૂના મિત્રો અને સાથીઓની પણ કતલ ચલાવી શકાય, એવા બધાનો જ વાચક છે!

બીજો દાખલો લો. ગાંધીવાદ એ શબ્દ કેટલાક લોકોની આંખ આગળ, આજના હિંદુસ્તાનમાં જે કાંઈ પ્રગતિરૂંધક, ચૂસણિયું, ગૂઢવાદી, વહેમભરેલું અને સુધારણાના કાંટાને પાછો ફેરવનારું છે, તેનાં જ સુરેખ ચિત્રો ખડાં કરી દેશે. જ્યારે બીજા કેટલાકને મન તે રામરાજ્યનાં દૃશ્યો ખડાં કરી દેશે. ( ભલે પછી તે રામરાજ્યની તેમની કલ્પના ફાવે તેવી હોય. )

વળી એક વધુ દાખલો લો. વર્ધાયોજનામાં બાળકો પાસે મજૂરી કરાવી તેમાંથી આવક ઊભી કરવાની વાત છે. તરત જ કેટલાકોની નજર સામે અર્ધભૂખ્યાં, અર્ધનગ્ન બાળકોની ગુલામીનાં કાળાં ચિત્રો ખડાં

થઈ જાય છે, અને તેઓ તરત તેનો તનતોડ વિરોધ કરવા કૂદી પડે છે. ‘બાળકોની મજૂરી’ એ શબ્દથી શો અર્થ સમજવાનો છે એ ખુલાસો સાંભળવા પણ તેઓ થોભતા નથી. તેમ જ મજૂરી કયારે અને કયા સંજોગોમાં ત્રાસભરી થઈ શકે તથા તેમાં બાળકોનું આર્થિક શોષણ કરવાપણું ક્યારે ઊભું થાય, એ પણ તેઓ તપાસવા માગતા નથી. બાળકને સોંપવામાં આવતું કામ ક્યારે તેને તાવી નાખનારું બની ગયું કહેવાય, એ વસ્તુ બાળકના શરીરવિજ્ઞાન કે મનોવિજ્ઞાનના નિયમોની રૂએ સાબિત કરવાની, કે વર્ધાયોજનામાં જે જાતનો ઉદ્યોગ તથા તેના કલાકો મંજૂર રાખવામાં આવ્યા છે તે ખરેખર તેના વિકાસને રોકનારા કે તેની શક્તિઓને છૂંદી નાખનારા નીવડે એવા છે કે કેમ, અથવા તો બાળકેળવણીમાંથી ઉદ્યોગને સદંતર દૂર કરવો એ જ ઊલટું બાળકની વિકસતી શક્તિઓને કુંઠિત કરી નાખનાર નીવડે કે નહીં, એ કશું જ જોવાતપાસવાની તેમને કાંઈ જ જરૂર લાગતી નથી. આજે દરેક જણ વૈજ્ઞાનિક ભાવનાની વાત કરે છે; પરંતુ ગાંધીજીએ નિરૂપેલી આ નિશ્ચિત અને વિશિષ્ટ બાબતોને તે ભાવના અનુસાર તપાસી જોવાની કોઈને જરૂર લાગતી નથી. આપણામાંના કેટલાક તો એમ પણ માને છે કે, એ જાતની તપાસ ક્યારની કરી લેવામાં આવી છે, અને બાળકોની મજૂરી-ગુલામી-અને શોષણ એ સામાન્ય શબ્દો જાણે એ તપાસના પરિણામરૂપ છે, અને તેથી એક ઉપયોગી અને આવશ્યક સુધારણાને તોડી પાડવા માટે તેમનો ઉપયોગ કરી શકાય!

સમાનતા; નાગરિક સ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય, હડતાળ પાડવાનો મજૂરોનો હક, વગેરે બધા શબ્દો પણ છેડા વગરની ચર્ચાઓ ઊભી કરનારા શબ્દો અને વાક્યોના કેટલાક નમૂનાઓ છે. તજ્જ્ઞોની સૈદ્ધાંતિક તકરારો તેમના ટોળામાં જ મર્યાદિત રહે અને બજાર તેમ જ શેરીઓ સુધી દોડી ન આવે, તો આ દુનિયા ખરેખર સુખી થાય. ભૂતકાળમાં એ રીતે દોડી આવીને તે શબ્દોએ ડાકણ કે નાસ્તિક ગણાવીને કેટલાંય માણસોને જીવતાં સળગાવી મુકાવ્યાં છે. ત્યારે આજના યુગમાં તે શબ્દો રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય યુદ્ધો, વર્ગદ્વેષ અને વર્ગવિગ્રહો,

તથા અવારનવાર વિરોધી મનાતાઓની "સફાઈ" અને તેમને પૂરી રાખવા માટેની 'કાળી કોટડીઓ'ના કારણભૂત થયા છે.

અંધશ્રદ્ધા અને મતાંધપણું એ કંઈ જ્ઞાનાંધકાર-યુગમાં જ કે ધર્મ-પંથોના યુગમાં જ જોવા મળતી વસ્તુઓ નથી. તેઓ હંમેશ જુદાં જુદાં માનસો, માન્યતાઓ અને પ્રવૃત્તિઓને વળગેલાં જોવા મળે છે. ભૂતકાળમાં મતાંધપણું કદાચ ધાર્મિક મનુષ્યો અને પાદરીઓ પૂરતું જ મર્યાદિત રહ્યું હશે; પણ આજે તો અર્થતંત્ર, રાજકારણ અને વિજ્ઞાન સુધ્ધાંને ઝઘડાનું આ મૂળ વળગેલું જોવા મળે છે. પરંતુ કેળવણીની યોજનામાં પલટો કરી નાખીએ, તો શબ્દોના ઉપયોગમાં અને ખાસ કરીને સામાન્ય તથા વસ્તુશૂન્ય શબ્દોના ઉપયોગમાં જરૂર કડક નિયંત્રણ આવી જાય. જે કેળવણી ખ્યાલી નહીં પણ વસ્તુગત હોય, તથા જે પદ્ધતિ જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં જે કાંઈ પગલું ભરવામાં આવે તેને પ્રયોગશાળાની પદ્ધતિ અનુસાર પ્રત્યક્ષ અખતરાથી પરિણામો મેળવીને ચકાસી જુએ, તે પદ્ધતિ જરૂર ખાલી પોકારો અને સૂત્રોની અસર ઓછી કરવામાં મદદગાર નીવડે. એટલે પછી આખલાને ભડકાવનારી લાલ ચીંદરડીની જેમ, અમુક શબ્દો કે પોકારોની માનવસમુદાયના મોટા ભાગ ઉપર એવી વકરાવી મૂકનારી અસર નહીં થાય. અને તેટલે દરજ્જે આ દુનિયામાં પછી જીવવું વધુ સ્વસ્થતા તથા સુખભર્યું બનશે.

૧૦

# યોજનાની સામાજિક તેમ જ નૈતિક બાજુ

કેળવણીમાં પદ્ધતિનો પ્રશ્ન યુરોપમાં અર્વાચીન યુગને પ્રવર્તાવનારા સામાજિક ફેરફારો સાથે સંકળાયેલો છે. પંદરમા અને સોળમા સૈકામાં પુનરુત્થાન અને ધર્મસુધારણાની જે ચળવળો ચાલી, તેમની પાછળ પાછળ આવેલા નવા આર્થિક અને રાજકીય વિચારો સાથે તેનો સીધો સંબંધ જોઈ શકાય છે. ધાર્મિક, રાજકીય અને આર્થિક સુધારણાની ચળવળોની સાથે સાથે જ ભૌતિક વિજ્ઞાનોના અભ્યાસમાં ખૂબ પ્રગતિ થઈ છે. ભૌતિક વિજ્ઞાન મનુષ્ય–વ્યક્તિના અભ્યાસ ઉપર વધુ ભાર મૂકે છે; ત્યારે અર્થશાસ્ત્ર અને રાજનીતિ-શાસ્ત્ર જેવાં સામાજિક વિજ્ઞાનો સમાજના હિત ઉપર ભાર મૂકે છે. એ બંને પ્રકારનાં શાસ્ત્રો કેળવણીની કિંમત વ્યાવહારિકતા તેમ જ ઉપયોગિતાની દૃષ્ટિએ આંકે છે. વૈજ્ઞાનિક, ઇજનેરી અને વેપારી તાલીમ આપતી સંસ્થાઓમાં થયેલો વધારો આધુનિક વૈજ્ઞાનિક અને સામાજિક દૃષ્ટિનું સીધું પરિણામ છે. કેળવણીનો હેતુ સમાજના આર્થિક, સમાજિક, અને રાજકીય જીવનમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવા માટે વ્યક્તિને તૈયાર કરવાનો છે, એ વસ્તુ વધુ ને વધુ પ્રમાણમાં સ્વીકારાતી જાય છે. કેળવણી હવે આધ્યાત્મિક જીવન કે મૃત્યુ પછીના જીવન માટેની તૈયારીરૂપ મનાતી બંધ થઈ છે. હવે તો તેનો હેતુ વ્યક્તિને સમજદાર તેમ જ ઉપયોગી નાગરિક બનાવવાની તાલીમ આપવાનો ગણાય છે.

આધુનિક પ્રજાતંત્રોના ઉદયથી કેળવણીના એ વલણને વધુ ઉત્તેજન મળ્યું છે. કોઈ પણ પ્રજાતંત્રે પોતાના માલિકોને (અર્થાત્ નાગરિકોને) તો કેળવવા જ રહ્યા. એ ખ્યાલ પ્રથમ ઇંગ્લંડમાં ઊભો થયો. તેનું પ્રતિપાદન અમેરિકામાં જેફરસને આ પ્રમાણે કર્યું : “ મારા મનમાં એ વસ્તુ તો સ્વતઃસિદ્ધ બાબત તરીકે ઠસી ચૂકી છે કે, આપણી સ્વતંત્રતા આપણાં પ્રજાજનોના હાથમાં જ સુરક્ષિત રહી શકે તેમ છે. પણ તેથી જ એ પ્રજાજનો અમુક પ્રમાણમાં કેળવાયેલાં હોવાં જોઈએ. એ આવશ્યકતા

એક વ્યાપક યોજના મુજબ પાર પાડવી, એ રાજતંત્રનું મુખ્ય કામ હોવું જોઈએ." કોઈ પણ પ્રજાતંત્રનું કામકાજ સરળ રીતે ચાલે તે માટે સર્વસામાન્ય એવી વ્યાપક કેળવણીની ઓછામાં ઓછી અમુક માત્રા આવશ્યક છે. બીજી બાજુ, યંત્રોદ્યોગના વધતા જતા પ્રચારને કારણે પણ કેળવાયેલા બુદ્ધિશાળી કારીગરો અને મજૂરોની જરૂર ઊભી થઈ છે. તેથી પોતાની તેમ જ જનતાની જરૂરિયાતને પહોંચી વળવા પ્રજાતંત્રે પોતાના નાગરિકોને કેળવવા જ પડે છે.

ઘણા જૂના સમયથી માંડીને કેળવણીનો ચારિત્ર્યના ઘડતર સાથે સંબંધ સમજવામાં આવ્યો છે. આધુનિક જમાનામાં ધાર્મિક ચારિત્ર્ય કરતાં નાગરિક ચારિત્ર્ય ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે; અને એને લીધે નાગરિક ચારિત્ર્યનો ખ્યાલ પણ બદલાઈ ગયો છે. ઈશ્વર–પ્રેરિત કે ન પ્રેરિત એવા ધર્મતંત્રની ભૂમિકા ઉપર તેનું મંડાણ કરવાને બદલે, એક સામાન્ય પ્રયોજન સિદ્ધ કરવા માટે દાખવવામાં આવતાં સહકાર અને સહાયવૃત્તિના વૈજ્ઞાનિક તેમ જ સામાજિક ખ્યાલોની ભૂમિકા ઉપર હવે તેનું મંડાણ કરવામાં આવે છે. આમ આધુનિક યુગમાં કેળવણીનો નાગરિકતાની પરિભાષામાં વિચાર કરવામાં આવે છે. કેળવણી મનુષ્યને સમાજની સેવા માટે તૈયાર કરનારી વસ્તુ ગણાય છે. અને સમાજમાં તે મનુષ્યનો પોતાનો પણ સમાવેશ થઈ જતો હોય છે. એમાંથી જ અપંગ તેમ જ ગુનેગારોની કેળવણીનો ખ્યાલ પણ ઊભો થયો છે. કારણ, અપંગોને યોગ્ય કેળવણી ન આપવામાં આવે, તો તેઓ સમાજને ભારરૂપ થઈ પડે; અને ગુનેગારોને જો સુધારી લેવામાં ન આવે, તો તેઓ સમાજને ભયરૂપ નીવડે.

આધુનિક સમાજશાસ્ત્રની બીજી પણ એક કલ્પના છે, કે જેને કેળવણીએ પાર પાડી આપવી જોઈએ. મનુષ્ય–વ્યક્તિ એ આખી માનવ સમષ્ટિનું હાર્દ છે. આખી માનવ જાતિની સંસ્કારિતા અને પ્રગતિ તેનામાં જ પરાકાષ્ઠાએ પહોંચતાં હોય છે. વ્યક્તિ આખા 'સમષ્ટિ–માનસ' ના પ્રતિબિંબરૂપ હોય છે. તેને ભૂતકાળનો પણ વારસો મળેલો હોય છે. તેણે એ વારસો સલામત રાખીને પોતાની પાછળ મૂકતા જવાનું હોય છે એટલું જ નહીં, પણ પોતાની પાછળ

આવનારાઓને માટે પોતાનો અંગત ફાળો તે વારસામાં ઉમેરીને તેને વધારતા જવાનું હોય છે.

આ બધાં વૈજ્ઞાનિક, સામાજિક, આર્થિક, રાજકીય અને સાંસ્કારિક ક્ષેત્રોની વિચારસરણિઓની અસર કેળવણીવિષયક આધુનિક વિચાર-સરણિ ઉપર પડી છે. જો કેળવણીએ આ બધી નવી આકાંક્ષાઓ અને અપેક્ષાઓ સિદ્ધ કરી આપવી હોય, તો તેને માટે યોગ્ય એવી કોઈ પદ્ધતિ શોધી કાઢવી જ જોઈએ. એ પદ્ધતિ એકીસાથે માનસશાસ્ત્રીય, વૈજ્ઞાનિક અને વ્યવહારોપયોગી હોવી જોઈએ. તેણે માત્ર શાબ્દિક જ્ઞાન અને શિક્ષણ સાથે જ નિસબત રાખવાને બદલે કામકાજ, પ્રવૃત્તિ અને અખતરાનો પણ ખ્યાલ રાખવો જોઈએ. આપણે આગળ જોઈ આવ્યા તે પ્રમાણે, રૂસો, પેસ્ટેલૉજી, હર્બાર્ટ અને ફ્રોબેલ વગેરે શરૂઆતના સૈદ્ધાંતિકોએ અને સુધારકોએ કેળવણીની પદ્ધતિના પ્રશ્નને વ્યવહારોપયોગી સામાજિક દૃષ્ટિએ વિચાર્યો હતો. કેળવણીકારો હોવા ઉપરાંત વધુ પ્રમાણમાં તેઓ સુધારકો અને સમાજસેવકો હતા. તેથી કરીને તેઓએ સમાજસુધારકોની દૃષ્ટિથી કેળવણીની પદ્ધતિના પ્રશ્નનો ઉકેલ લાવવા પ્રયત્ન કર્યો હતો. તેમની પાછળ આવનાર બીજાઓએ પણ એ જ પ્રમાણે કર્યું છે.

કેળવણી જો ભવિષ્યના નાગરિકને સમાજમાં તેનું સ્થાન બરાબર શોભાવે તેવો બનાવવા ઇચ્છતી હોય, તો શાળા દરમિયાન જ વિદ્યાર્થીએ સમાજના એક ઘટકને છાજે તેવા ચારિત્ર્યની ખિલવણી સાધી લેવી જોઈએ. તેણે રાજકીય અને સામાજિક ગુણોનું શાબ્દિક જ્ઞાન મેળવવું જોઈએ એટલું જ નહીં, પણ શાળામાં ભણતો હોય તે સમય દરમિયાન જ તે ગુણો તેણે આચરતા થઈ જવું જોઈએ. જો તે કોઈ પ્રજાતંત્રનો સભ્ય બનવાનો હોય, તો તેણે ગમે તેટલા થોડા પ્રમાણમાં પણ શિસ્ત અને સ્વરાજની કળા હસ્તગત કરી લેવી જોઈએ. એક સ્વતંત્ર નાગરિક કે જે એકીસાથે રાજકર્તા તેમ જ પ્રજાજન બંને છે, તેને છાજે તેવી સહકારની ટેવોમાં, તેમ જ જાતે મંજૂર કરેલા કાયદાકાનૂનો તથા શિસ્તને શિરોધાર્ય કરવાની ટેવોમાં જ તે ઊછરવો જોઈએ. તેણે દૃષ્ટિની વિશાળતા, પરમતસહિષ્ણુતા અને સારા પડોશી બનવા માટે જોઈતા ગુણો ખીલવવા

જોઈએ. પોતાના કાયદેસર હકો આગળ કરતી વખતે તેણે, એક પ્રગતિશીલ અને સુધરેલા સમાજના લાભો ઉઠાવતો હોવાને કારણે, પોતા ઉપર આવી પડતી ફરજો વફાદારીથી અદા કરવાની તૈયારી પણ બતાવવી જોઈએ.

બધા પાશ્ચાત્ય દેશોમાં વિદ્યાર્થીના ચારિત્ર્યની આ બાજુ વિકસાવવા માટે પ્રયત્ન કરવામાં આવે છે. તેથી શાળાઓમાં જ અમુક પ્રકારના સમૂહ-જીવન અને અમુક પ્રમાણના સ્વરાજ્ય-તંત્રની જોગવાઈ કરવામાં આવે છે. અમેરિકામાં તો યુરોપ કરતાં આ ખ્યાલને વધુ આગળની હદે લઈ જવામાં આવ્યો છે. ફોર્સ્ટર "રાષ્ટ્રીય નીતિશાસ્ત્ર અને રાષ્ટ્રીય કેળવણી શાસ્ત્ર"[1] નામના પોતાના ગ્રંથમાં સ્વરાજ્યતંત્ર બાબતના વિચારો આ પ્રમાણે જણાવે છેઃ– "વિશ્વાસ મૂકવાની કે વિશ્વાસપાત્ર નીવડવાની ટેવો, તથા પોતે જ સ્થાપિત કરેલી સ્થિતિને જીવનમાં પણ દાખલ કરવાના સ્વતંત્ર પ્રયત્નરૂપે પોતે ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની આજ્ઞા આપોઆપ શિરોધાર્ય કરવાની ટેવો જુવાનોને શાળામાંથી જ પાડી હોય, તેના જેટલી બીજી કોઈ વસ્તુ તેમનામાં રાજકીય સ્વભાવ તથા બંધારણીય રાજતંત્રમાં પોતાનો રાજકીય ફાળો આપવાની ભાવના વધુ પ્રેરી શકે નહીં."

કેળવણીની સંસ્થાઓમાં શિસ્ત અને સ્વરાજતંત્રને ખાલી દેખાડની વસ્તુઓ બની જવા ન દેવી હોય, તથા ધારાસભાઓ અને પાર્લામેંટોનું ફારસ જ શાળાઓ અને કૉલેજોમાં ભજવાતું જોવાના સાક્ષી બનવામાંથી આપણે બચી જવું હોય, તો વિદ્યાર્થીઓને જેનો ઉકેલ લાવવો પડે તેવા કોઈ સાચા પ્રશ્નો તેમની આગળ હોવા જોઈએ. અર્થાત્ શાળામાં પોતામાં જ એક પ્રકારનું વાસ્તવિક અને સુવ્યવસ્થિત સમાજજીવન પ્રવર્તતું હોવું જોઈએ. જો પરસ્પર સહાયવૃત્તિ અને સહકારને કેવળ ખાલી ખોખારૂપ ન બની જવા દેવાં હોય, તો શાળાનો સમાજ કોઈ ઉપજાઉ સર્જક પ્રવૃત્તિમાં રોકાયેલો હોવો જોઈએ. એ વસ્તુ શાળામાં કોઈ કળા કે હુન્નરના આયોજન દ્વારા જેટલી પાર પડી શકે, તેટલી બીજા કશા વડે પાર ન પડે. સ્વરાજતંત્રની તાલીમ માટે સર્જક મજૂરીની અગત્ય જેટલી વર્ણવીએ તેટલી ઓછી છે. શાળામાં કોઈ

1. "Political Ethics and Political Pedagogy"

સર્જક મજૂરી ચાલતી હોય, તો પોતાની જાતે બધી વ્યવસ્થા તેમ જ નિયંત્રણ કરવારૂપી સ્વ-રાજ વિદ્યાર્થીઓ ઉપર બહારથી લાદવું નથી પડતું, તેમ જ તેમને તેના નકલિયાવેડા નથી કરવા પડતા; પરંતુ તે વસ્તુ તેમની રોજની જરૂરિયાતો અને આવશ્યકતાઓમાંથી ઊગી નીકળે છે. કારણ કે, કોઈ પણ હુન્નરકળાને સફળ રીતે આચરવાં હોય તો તેમાં પ્રથમથી જ અમુક યોજના તેમ જ હેતુ નક્કી કરવાં પડે છે, તથા તે માટે શાળાના સભ્યોએ પોતાની જાતને સંગઠિત તેમ જ શિસ્તયુક્ત કરવી પડે છે. વળી પોતે ઇચ્છેલાં પરિણામો તે હુન્નર-ધંધામાંથી લાવવાં હોય, તો વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો બંનેએ પરસ્પર સહકાર કરવો જ પડે છે. આમ મજૂરી અને હુન્નરનું તત્ત્વ શાળામાં લોકશાહી સ્વ-રાજની સ્થાપનાને વધારેમાં વધારે પોષક નીવડે છે. સાથે સાથે શિક્ષકની નિપુણ દોરવણી હેઠળ તે રાજકીય અને નાગરિક ગુણોની ખિલવણી માટે પૂરતી તકો પૂરી પાડે છે.

નર્યા રાજકીય અને નાગરિક ગુણો ઉપરાંત ઉદ્યોગ-શાળા નૈતિક ગુણોની ખિલવણીને પણ પ્રેરણા આપે છે. આજનું નીતિ-તંત્ર ધાર્મિક વિધિ-નિષેધો અને ખાસ કરીને ઈશ્વર-પ્રેરિત કહેવાતા રૂઢધર્મના વિધિનિષેધો ઉપર સ્થિત ન પણ હોય. આજનું નીતિતંત્ર તો પ્રવૃત્તિનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં માનવજાતે મેળવેલા અનુભવજ્ઞાન ઉપર સ્થિત હોવું જોઈએ. એ નીતિતંત્રને પછી મૂર્તરૂપ આપવામાં આવે અને તેને સ્થિર આચારપ્રણાલિકામાં પરિણત કરવામાં આવે, તોપણ તે આચારપ્રણાલિકાઓ વિજ્ઞાનની શોધખોળો તથા આધુનિક યુગમાં પ્રચલિત સામાજિક અને રાજકીય ખ્યાલો અને આદર્શો સાથે સુસંગત હોવી જોઈએ. આજની જટિલ દુનિયામાં જે જાતનું જીવન જીવવામાં આવતું હોય, તેના સમગ્ર સરવાળાથી પ્રચલિત નીતિતંત્રને જુદું ન પાડી શકાય. તેમ જ જ્ઞાનની પ્રગતિની સાથે થોડે થોડે ગાળે તેમાં આવશ્યક ફેરફાર પણ થતો રહેવો જોઈએ. સત્ય, ન્યાય, અને અહિંસા જેવા પાયાના સિદ્ધાંતો તો કાયમ જ રહેવાના, કારણ કે તેઓ તો સમાજવ્યવસ્થાના મૂળમાં રહેલા છે. તેમના વિના કોઈ સંગઠિત જીવન જ શક્ય નથી. પરંતુ બદલાતાં રૂપો અને આચારપ્રણાલિકાઓમાં એ સિદ્ધાંતોને ફરી ફરી કાયમ દાખલ કરતા રહેવું જોઈએ. આજે આપણે આપણું નીતિતંત્ર વ્યતીત થઈ

ગયેલા ઐતિહાસિક અને પ્રાગૈતિહાસિક યુગની આચારપ્રણાલિકાઓ-રૂપે નહીં જ ઘડીએ તથા ગોઠવીએ. તેમ જ આપણે એ જાતના નીતિતંત્રનું સમર્થન જગત-પિતા ઈશ્વરના ખ્યાલ વડે તથા તેના ખરા અથવા કલ્પિત આદેશો વડે કરવા નહીં ઇચ્છીએ. આપણે આપણું આજનું નીતિતંત્ર વાસ્તવિક એવા માનવબંધુત્વની હકીકત ઉપર તથા તેમાંથી ફલિત થતા સમાનતા અને સ્વાતંત્ર્યના ખ્યાલ ઉપર જ ખડું કરી શકીએ. તેથી આજનાં સામાન્ય સ્ત્રી-પુરુષ માટે સામાન્ય નિયમ 'સ્વર્ગમાં રહેલા મારા પિતાની મરજી' અનુસાર વર્તવાનો નહીં હોય; પરંતુ, 'તારી સાથે બીજા જેવું આચરે એમ તું ઇચ્છે, તેવું તું તેમના પ્રત્યે આચર' એ સોનેરી નિયમ અનુસાર વર્તવાનો હશે.

આ નવું નીતિતંત્ર વર્ગો અને વર્ણોના ઉચ્ચનીચભાવની સીડીના પાયા ઉપર નહીં રચી શકાય. મજૂરી કરતાં કરોડો સ્ત્રીપુરુષોથી જુદા એવા આરામયુક્ત અને સંસ્કારી વર્ગની કલ્પના ઉપર તો તેને નહીં જ રચી શકાય. તેને સહકારમૂલક માનવ મજૂરીના પાયા ઉપર જ રચી શકાય. એટલે જન્મ કે ધાર્મિક મહત્તાને કારણે મળતા ખાસ હકોની વાત પણ તેમાંથી પડતી મુકાવી જોઈએ. આપણે અગાઉ જોઈ આવ્યા છીએ કે, સહકારમૂલક મજૂરીના સિદ્ધાંતમાંથી સત્ય, પ્રેમ, ન્યાય, શાંતિ અને શિસ્તના ખ્યાલો નીપજ્યા વિના રહે જ નહીં. સહકારમૂલક પ્રવૃત્તિમાં જોડાનારા ઘટકોમાં આ ગુણો ન હોય તો કોઈ સહકારપ્રવૃત્તિ ચાલી જ ન શકે. પ્રેમ અને અહિંસા વિના એ પ્રવૃત્તિમાં સંમિલિત સંગઠન કે યોગ્ય તથા હેતુસરનો સહકાર ઘટી જ ન શકે. બીજા કેટલાય વ્યવહારુ વૈયક્તિક ગુણો એ પ્રમાણે નિશ્ચિત પ્રયોજનસર અને જન-સમુદાયના હિત માટે ચાલતી પ્રવૃત્તિમાંથી જરૂર નીપજે. વળી તેમાંથી નીપજતી સામુદાયિક એકતા અને સ્વદેશાભિમાન પણ બીજા કોઈને શોષવાની વાત ઉપર કે નવા મુલક માટેની ભૂખ ઉપર રચાયાં ન જ હોય. તેને બદલે તેઓ એક જટિલ સમાજસંગઠનનાં બધાં અનેકવિધ ક્ષેત્રોમાં ચાલતી પ્રવૃત્તિમાં જોડાયેલા કામદારોના સંગઠનનું રૂપ જ લે. કામદારોના સમાજને એકબીજાના શોષણમાં કશો રસ ન હોય. આ બધાને પરિણામે, અચળ રૂઢિ અને ધર્મતંત્રના આદેશોના

વહેમથી મુક્ત, તેમ જ સમજભરી અને બુદ્ધિગમ્ય એવી નીતિવ્યવસ્થા ઊભી થશે.

તેથી કરીને, ઉદ્યોગ તેમ જ શિક્ષકના વૈયક્તિક જીવન દ્વારા મળતા નીતિશિક્ષણ ઉપર ભાર મૂકતી હોવા છતાં, ગાંધીજીની યોજના વિશિષ્ટ ધર્મશિક્ષણની કશી પેરવી નથી કરતી એ યોગ્ય જ છે. રશિયામાં છે તે મુજબ તે ઈશ્વર-હીન કે ધર્મ-વિરોધી નથી; પરંતુ ધાર્મિક બાબતોમાં તે વિદ્યાર્થીઓને અને તેમના વાલીઓને પૂરેપૂરું સ્વાતંત્ર્ય બક્ષે છે. માબાપ પોતાનાં બાળકો માટે ગમે તે સંપ્રદાયનું ધર્મશિક્ષણ આપવાની જોગવાઈ કરી શકે છે. પરંતુ રાજતંત્ર, કે જે કોઈ એક સંપ્રદાયનું નથી પરંતુ બધા સંપ્રદાયનું છે, તે આ નાજુક તેમ જ ભારે જટિલ અને વધારેપડતી અંગત બાબતને વ્યક્તિની સ્વતંત્ર મરજી ઉપર જ છોડી દે છે. આનું પરિણામ એ આવશે કે, વ્યક્તિનું આધ્યાત્મિક સ્વાતંત્ર્ય પૂરેપૂરું સધાશે. તેનાથી પરસ્પર સદ્ભાવ અને સર્વધર્મસમભાવની વૃત્તિને એકદમ પ્રેરણા મળશે, અને ધર્માંધતા બહુ વગોવાઈ જશે. ધર્મ એ વ્યક્તિની ખાનગી – અંગત બાબત ગણાશે. જો તે માણસ કોઈ જગત-સ્રષ્ટામાં માનતો હશે તો તેની સાથેનો, અથવા પોતે અને પોતાની વધુ આંતરિક તથા ઊંડી અને ગહન ભાવનાઓ વચ્ચેનો નાતો નક્કી કરવાને તે સ્વતંત્ર બનશે.

## ૧૧

# શાળા પોતાનું ખર્ચ પોતે ઉપાડે

આગળ એક પ્રકરણમાં આપણે કેળવણી માટે ગાંધીજીએ સૂચવેલી વર્ધા-પદ્ધતિના બે મુખ્ય સિદ્ધાંતોનો ઉલ્લેખ કરી આવ્યા છીએ. અત્યાર સુધી આપણે તેમાંના એકની ચર્ચા કરી, કે પાયાની કેળવણી કોઈ ઉદ્યોગની આસપાસ રચાવી જોઈએ. હવે આપણે એ યોજનાના બીજા મૂળભૂત સિદ્ધાંતની ચર્ચા હાથ ધરીએ. તે એ છે કે, પસંદ કરવામાં આવેલો ઉદ્યોગ એવી રીતે શિખાવો જોઈએ જેથી તેમાંથી નીપજતા માલનું આર્થિક મૂલ્ય વિદ્યાર્થીના ભણતરનું ખર્ચ ભરપાઈ કરી આપે.

આ બંને સિદ્ધાંતોનો શરૂઆતમાં વિદ્વાનોએ વિરોધ કર્યો હતો. એક બાજુ તેમને એવી ખાતરી હતી કે, શાળાઓમાં અપાતું બધું સાહિત્યિક તથા તાત્ત્વિક જ્ઞાન કોઈ ઉદ્યોગની આસપાસ ગૂંથી લેવાનું અશક્ય છે; અને બીજી બાજુ તેમને એમ લાગતું હતું કે, કોઈ ઉદ્યોગ એવો નહીં હોઈ શકે કે તેમાંથી થતી આવક ભણતરના ચાલુ ખર્ચને ભરપાઈ કરી આપે. અને મહાપ્રયત્ને આ બીજી વાત શકય બનાવવામાં આવે, તોપણ તે બૌદ્ધિક શિક્ષણને ભોગે તથા બાળકો પાસે કાળું વૈતરું કરાવીને જ શકય બને. જોકે, જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તે કેળવણીકારોને મન વસવા લાગ્યું ખરું, કે તે બેમાંથી પહેલો સિદ્ધાંત તો કેળવણીના ક્ષેત્રમાં સારી રીતે સ્વીકારાયેલો સિદ્ધાંત હતો અને તે કેળવણીને લગતા આધુનિકમાં આધુનિક માનસ-શાસ્ત્રીય તથા વૈજ્ઞાનિક સિદ્ધાંતોને અનુરૂપ હતો. પરંતુ આ બીજો, એટલે કે ભણતરનું તમામ ખર્ચ શાળાના ઉદ્યોગમાંથી જ મળી રહેવું જોઈએ, એ સિદ્ધાંત તો તેઓને અવ્યવહારુ, અરે નુકસાનકારક લાગતો હતો, અને હજુ પણ લાગે છે. એ બાબતમાં ઘણી શંકાઓ પાયાની કેળવણીનો ઠરાવ રજૂ કરનાર- શ્રી. નરેંદ્રદેવે પોતે જ મહાસભાની કારોબારી સમિતિમાં તેમ જ હરિપુરાની ખુલ્લી બેઠકમાં ઉઠાવી હતી. પહેલા સિદ્ધાંતની બાબતમાં તો તેમણે પૂરેપૂરી સંમતિ પ્રદર્શિત કરી;

પરંતુ આ બીજા સિદ્ધાંતની બાબતમાં તે ઘણું સંભાળીને બોલ્યા એટલું જ નહીં પણ તે બાબતમાં પોતાની અશ્રદ્ધા પણ જાહેર થવા દીધી. ગાંધીજીની યોજનાના પુરસ્કર્તાઓએ પણ એ બાબતમાં થયેલી ટીકાઓની અસર હેઠળ આવી જઈને એ વિષે કંઈક ભૂલ-ભૂલ્યાનો ભાવ જ ધારણ કર્યો. તેઓએ પોતાનું મૂળ કથન હળવું કરીને એવું જાહેર કર્યું કે, એ ઉદ્યોગમાંથી ભણતરનું તમામ જ ખર્ચ નીકળી રહેવું જોઈએ એવું કાંઈ નથી; પરંતુ શાળામાં થતા ઉદ્યોગથી થોડી ઘણી પણ આવક થાય, એ જોવાનો પ્રયત્ન થવો જોઈએ. શાળાનો ઉદ્યોગ કાળજીપૂર્વક અને વિજ્ઞાનશુદ્ધ કહી શકાય એ રીતે ચલાવવો હોય તો અલબત્ત એટલું કરવું આવશ્યક છે જ. તો જ વિદ્યાર્થી તેમ જ શિક્ષક બંનેની કાર્યકુશળતા સધાય તથા વધે. ગાંધીજીને પણ શાળામાં ચાલતા ઉદ્યોગની આવકનો સિદ્ધાંત એ રીતે હળવો કરવામાં આવે તેં સામે વાંધો હોય તેમ લાગતું નથી. કદાચ તે એમ માનતા હશે કે, એક વાર શાળાનો ઉદ્યોગ આર્થિક દૃષ્ટિએ આવક થાય તે રીતે ચલાવવાનો સિદ્ધાંત સ્વીકારાય, તો બાકીનું તો શિક્ષક અને વ્યવસ્થાપકો જોઈ લેશે.

એમ તો એમાં કાંઈ વાંધો કાઢવાપણું નથી. પરંતુ એ સ્થિતિમાંથી જે કેટલાંક ભયસ્થાનો ઊભાં થઈ શકે તેવાં છે, તેમની સામે યોગ્ય સાવચેતી રાખવામાં ન આવે, તો ગાંધીજીની યોજના પણ ભૂતકાળની તેવી બીજી યોજનાઓની પેઠે જ નિષ્ફળ નીવડવાનો સંભવ છે. તાજેતરમાં પ્રાંતિક તેમ જ અખિલ ભારતીય એવી બધી કેળવણી-પરિષદોએ ઉદ્યોગ મારફતે શિક્ષણ આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે તથા તેની ભલામણ કરી છે. પરંતુ તેની સાથેસાથે જ જો એ ઉદ્યોગ મારફતે શાળાને આર્થિક દૃષ્ટિએ પગભર કરવાનો સિદ્ધાંત પણ નહીં સ્વીકારવામાં આવે, તો એ યોજના જરૂર નિષ્ફળ જ જવાની. બાળકો ઉદ્યોગ દ્વારા જે માલ પેદા કરે, તેના આર્થિક મૂલ્ય ઉપર પૂરતું ધ્યાન ન આપવામાં આવે, તો વખત જતાં એ માલની કિંમતનો ખ્યાલ સદંતર ભુલાઈ જવાશે. અને એ ખ્યાલ ભુલાયો તેની સાથે જ કાંઈ પણ આર્થિક મળતર વિનાનો ઉદ્યોગ બેદરકારીથી કર્યા કરવાને પગથિયે

જઈ પહોંચવું તદ્દન સહેલું બની જશે. પછી ઉદ્યોગનું કામકાજ આવશ્યક એવી વૈજ્ઞાનિક તેમ જ કાળજીભરી સાવચેતી વિના જ કરવામાં આવશે. એનાથી કામકાજની જાત ઉપર અસર થશે એટલું જ નહીં, પણ તેના ઉપર કેન્દ્રિત કરેલા શિક્ષણકામની જાત ઉપર પણ અસર થશે. ઉપરાંત, આપણે આગળ જોઈ આવ્યા છીએ તેમ, તેનાથી શિક્ષણના ખર્ચમાં પણ ઘણો ભારે વધારો થઈ જશે, અને અંતે જઈને દેશ પણ એ ખર્ચનો મોટો બોજો ઉપાડવાને તૈયાર નહીં થાય. પરિણામે, ધીરે ધીરે એ ઉદ્યોગ, યુરોપ અને અમેરિકામાં અખતરા દાખલ શરૂ કરેલી ઘણી સંસ્થાઓમાં બન્યું તેમ, પડતો મૂકવામાં આવશે. ઘણી જગાએ ઉદ્યોગનો સિદ્ધાંત તો સ્વીકારવામાં આવે છે, પરંતુ તેના ખર્ચનો બોજો ઉપાડવો અશક્ય માલૂમ પડે છે; તેથી અંતે આખી વાતને અવ્યવહારુ ગણી કાઢવામાં આવે છે.

વળી, જો તે ઉદ્યોગમાંથી કશું આર્થિક વળતર નહીં હોય, તો જીવનની વાસ્તવિક ઘટના સાથે પણ તેનો કશો સંબંધ નહીં રહે. તે ઉદ્યોગ પછી એક સાધનમાત્ર બની રહેશે, અને માત્ર સાધન તરીકે તે નિષ્ફળ નીવડવાનો ઘણો સંભવ છે. ગાંધીજીની યોજના તો એક સળંગ પ્રક્રિયા છે. તેના એક ભાગ ઉપર બીજા ભાગને ભોગે ભાર મૂકવામાં આવે, તો તે યોજના એક આખી સળંગ વસ્તુ હોવાથી, મોડી વહેલી અવશ્ય તૂટી પડશે. ગાંધીજીને મન ઉદ્યોગકામ એ માત્ર શાબ્દિક શિક્ષણનું સાધન નથી; તે તો પોતે જ એક સ્વતંત્ર સાધ્ય પણ છે. ઉદ્યોગકામને એક સ્વતંત્ર સાધ્ય ગણવામાં ન આવે, તો તેમાંથી થતું આર્થિક વળતર, તેની અંદર દાખવવાની કાર્યકુશળતા, અને એ ઉદ્યોગક્રિયાનું રહસ્ય — એ બધું ધીરે ધીરે વીસરાતું જશે.

તેવી જ રીતે શાબ્દિક શિક્ષણ એ પણ પોતે એક સ્વતંત્ર સાધ્ય નથી. તે પણ ઉદ્યોગકામ યોગ્ય રીતે થઈ શકે તે માટેનું એક સાધન છે. તેના વગરનું ઉદ્યોગકામ એ કેવળ જડ-યાંત્રિક મજૂરી થઈ જાય. તે કામ પછી જૂની પરંપરાગત રીતે જ — અર્થાત્ ફાવે તેમ રગશિયાવેડાથી અને અવૈજ્ઞાનિક રીતે જ કરવામાં આવે. રગશિયાવેડાથી અને અવૈજ્ઞાનિક રીતે કરાતા ઉદ્યોગકામની કેળવણીની પદ્ધતિ તરીકે બહુ

ઓછી કિંમત છે. બીજી બાજુ, ઉદ્યોગની આસપાસ કેન્દ્રિત કરેલી બાદ્ધિક કેળવણી પણ ઉદ્યોગકામની કિંમત તેમ જ કુશળતા વધારી મૂકે છે. એ બંને એકબીજા ઉપર પરસ્પર ક્રિયા-પ્રતિક્રિયા કરે છે. બંને એક પછી એક, એકબીજાના સાધન- અને સાધ્ય -રૂપ બની રહે છે. તે બંને એકબીજાને પોષણ તેમ જ બળ આપે છે. તે બેમાંથી એકને ભોગે બીજા ઉપર વધારેપડતો ભાર મૂકવો, એ છેવટે બંને ઉપર અવળી અસર કરનાર નીવડશે.

થોડા વખત પહેલાં એવા સમાચાર મળ્યા હતા કે, કેળવણીખાતાના એક વડા અમલદારે પાયાની કેળવણી માટે શિક્ષકોને તાલીમ આપવાના અધ્યાપનમંદિરની ઉદ્ઘાટન-ક્રિયા કરતી વખતે બોલતાં જણાવ્યું કે, જે ઉદ્યોગ કરવામાં આવે, તેમાંથી કશું આર્થિક વળતર નહીં મળે તોપણ તેની તેમને ખાસ પરવા નથી. પરંતુ કદાચ તેઓ સાહેબ ગાંધીજીએ સૂચવેલી પાયાની કેળવણીનો ખ્યાલ નહીં કરતા હોય, પરંતુ પોતાની જ કોઈ યોજનાનો ખ્યાલ કરતા હશે, કે જેમાં ગાંધીજીની યોજનાના મુખ્ય મુદ્દાઓનો ફાવે તેમ સમાવેશ કરવામાં આવ્યો હશે. તે ભલે ગમે તેમ હોય; પરંતુ જેઓ ઉદ્યોગકામમાંથી થતા આર્થિક વળતર બાબત બેદરકાર હશે, તેઓને તરત માલૂમ પડી જશે કે, કેળવણીની પદ્ધતિ તરીકે ઉદ્યોગકામ એ તેમને માટે છેક અવ્યવહારુ બાબત બની જાય છે. આપણે જે પરિસ્થિતિમાં આજે છીએ તેનો, તથા આપણાં રાજકીય અને નાણાંકીય બંધનોનો, તથા કેળવણીને સાર્વત્રિક કરવાની આવશ્યકતાનો સાથે વિચાર કરીશું, તો આપણને જણાયા વિના નહીં રહે કે, ગાંધીજીની યોજનાને માત્ર દેખાડ પૂરતી નહીં પરંતુ તેનું રહસ્ય બરાબર સમજીને અમલમાં મૂકીએ, તો જ આપણો સાર્વત્રિક કેળવણીનો આદર્શ સિદ્ધ થવાની કંઈ કે આશા છે. દેશની આગળ તે સિવાય આજે બીજો કોઈ વ્યવહારુ માર્ગ નથી.

પણ અહીં આગળ આપણા સમાજવાદી મિત્રો પ્રશ્ન કરી ઊઠે છે કે, એમાંથી બાળકોને વૈતરું કરાવી ચૂસવાનું નહીં ઊભું થાય? તે લોકોનો આ વાંધો, આગળ કહેલી વાતને ફરીથી કહી બતાવીએ તો,

શબ્દોની જોહાકીનો મૂર્તિમંત નમૂનો છે. 'બાળકોની મજૂરી' – એ વસ્તુની કાંઈ કે વિગતોમાં ઊતર્યા વિના સીધી જ તેને વખોડી કાઢવામાં આવે છે. તેથી એ મુદ્દા ઉપર સામ્યવાદી પેગંબર અને સામ્યવાદી શાસ્ત્રનો ઉતારો અહીં ટાંકવો અસ્થાને નહીં ગણાય. એ બે નામોનો આધાર મળતાં તરત તે લોકોને ખાતરી થઈ જશે, તથા આ પ્રશ્નનું નિરાકરણ આવી જશે. માકર્સ આ મુદ્દા ઉપર આ પ્રમાણે કહે છે :—

> "કઈ ઉમરથી નીચેનાં બાળકોને મજૂરી ન કરવા દેવી જોઈએ, એ દર્શાવવાની પણ જરૂર છે. બાળકો પાસે કાંઈ પણ કામ કરાવવાની બંધી કરવી, એ તો મોટા ઉદ્યોગોના આ જમાનામાં સુસંગત ન જ કહેવાય, અને પરિણામે તે એક રૂપાળી ભાવના જ રહે — અમલમાં ન આવી શકે. અને ધારો કે એવી બંધી અમલમાં મૂકવી શક્ય હોય, તો પણ તેને પ્રગતિવિરોધી પગલું જ ગણવું જોઈએ. કામ કરનારની ઉમરના પ્રમાણમાં તેના કામકાજના કલાકો નિયમિત કરવામાં આવે, અને બાળકોના રક્ષણ માટે બીજાં આવશ્યક સાવચેતીનાં પગલાં લેવામાં આવે, તો શિક્ષણ સાથે ઉત્પાદક કામકાજને શરૂઆતથી જોડવું એ તો આધુનિક સમાજના પલટા માટે ભારે મોટું બળશાળી સાધન નીવડી શકે."

પરંતુ, એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે, છોકરાઓએ કરેલા કામકાજમાંથી ખરેખર ધારવામાં આવે છે તેટલું મળતર મળી રહે કે કેમ; અર્થાત્ શિક્ષકનો પગાર તેમાંથી મળી રહે કે કેમ. આ બાબતમાં તો, જેઓએ એવા કોઈ હાથ-ઉદ્યોગના ક્ષેત્રમાં કામ કર્યું હોય, અને સાતથી ચૌદ વર્ષની વચ્ચેની ઉંમરનાં બાળકોની કમાણીની કાળજીપૂર્વક ગણતરી કાઢી હોય, તેવા લોકોના અનુભવ ઉપર જ આપણે આધાર રાખી શકીએ. વર્ધામાં શ્રી. વિનોબા ભાવેએ નાલવાડી આશ્રમમાં એવા અખતરા કરી જોયા છે. એ અખતરાઓથી એવું સાબિત થાય છે કે, રેંટિયા ઉપર રોજ બે કલાક કામ કરવામાં આવે, તો એક સામાન્ય વિદ્યાર્થી દર મહિને એક રૂપિયાથી દોઢ રૂપિયાની કમાણી કરી શકે. આ ગણતરી આઠ કલાકના એક દિવસના કામની ઓછામાં ઓછી ત્રણ આના

મજૂરી ગણીને કરેલી છે. ચરખા સંઘ આજકાલ રોજના ત્રણ આના મજૂરી આપે છે. *

મધ્યપ્રાંતોના વર્ધાવાળા અધ્યાપનમંદિર સાથે જોડવામાં આવેલી પાયાની કેળવણીવાળી શાળામાં છેલ્લા થોડા મહિનાના આંકડાની ગણતરી ઉપરથી પણ જણાય છે કે, ઉપરનો અંદાજ લગભગ સાચો છે. ત્રણ મહિના તકલી ચલાવવાનો મહાવરો કર્યા પછી, અથવા કહો કે અખતરાના પહેલા ત્રણ મહિનામાં, વિદ્યાર્થીઓમાંનો દરેક જણ મહિને દશ આના મજૂરી મળે તેટલું કાંતતો થયો હતો. કાંતતી વેળા શરૂઆતમાં થતા બગાડને લક્ષમાં રાખીને ઉપરની ગણતરી આપેલી છે. જો ત્રણ મહિનાના મહાવરાથી જ તકલી ઉપર આ પરિણામ લાવી શકાયું, તો વધુ મહાવરા પછી, અને ખાસ કરીને તકલીની જગાએ રેંટિયો ચલાવવામાં આવે તો, મહિને વિદ્યાર્થી દીઠ મજૂરીની આવક એક રૂપિયાથી માંડીને દોઢ રૂપિયા જેટલી થાય એવી અપેક્ષા રાખવી, એ કાંઈ વધારેપડતું ન કહેવાય. પૂંઠાકામના ઉદ્યોગમાંથી તો તેથી પણ વધુ આવક થાય છે. વર્ધાના વિદ્યાર્થીઓ તે ઉદ્યોગ વડે પહેલા ત્રણ મહિનામાં જ સરેરાશ દર મહિને એક રૂપિયાથી સવા રૂપિયા જેટલું કમાતા થયા હતા.[1]

હવે હિંદુસ્તાનમાં ગામડાના શિક્ષકનો સરેરાશ પગાર મહિને દશથી બાર રૂપિયા કરતાં વધારે નથી. રાષ્ટ્રનાં બાળકોને શિક્ષણ આપવાનું કામ જેઓ કરતા કહેવાય છે, તેઓને આટલો દરમાયો ઘણો જ ઓછો કહેવાય, એમ દરેક જણને અંતરથી લાગ્યા વિના નહીં રહે. ગામડાના શિક્ષકના આ દરમાયામાં તાત્કાલિક વધારો કરીને તેની રકમ ઓછામાં ઓછી ૨૦ રૂપિયા કરી દેવી જ જોઈએ. હવે ૨૦ થી ૨૫ બાળકો ચરખા ઉપર બેથી વધુ કલાક કામ ન કરે તોપણ મહિને એટલી રકમ તો સહેલાઈથી કમાઈ આપે. પૂંઠાકામ અને સુતારીકામના ઉદ્યોગોમાં

* ત્યાર પછી તો રોજના આઠ કલાકના આઠ આના મજૂરી મળે એવું ચર્ખાસંઘે ગાંધીજીની સૂચનાથી સ્વીકાર્યું છે. – અનુ૦

૧. આ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે લેખકે બીજા અખતરાઓના પણ અહેવાલ ઉમેર્યા છે; તે માટે જુઓ આ પુસ્તકને અંતે પુરવણી. – અનુ૦

તો વિના મુશ્કેલીએ એથી પણ વધુ રકમ તેઓ કમાઈ શકે. વર્ધા-યોજનાનું આ અર્થશાસ્ત્ર છે. તોપણ છેવટે તો, આ આર્થિક પ્રશ્ન એ કંઈ તે યોજનાના સિદ્ધાંતને લગતો પ્રશ્ન નથી, પરંતુ હકીકતને લગતો પ્રશ્ન છે. એટલે જેને વર્ધામાં રખાતી આ ગણતરીઓ અને આંકડાઓમાં રસ હોય, તે આ પરિણામોને પ્રત્યક્ષ તપાસી શકે છે. ત્યાં શિક્ષકો દરેક વિદ્યાર્થીના કામકાજની ચોક્કસ તથા ખરી રોજનીશી રાખે છે.

પરંતુ આ જગાએ આપણને કહેવામાં આવે છે કે, દેશના લોકો કદાચ ગ્રામ-ઉદ્યોગોને જ વળગી રહેવા ન માગે, અને યંત્રોદ્યોગોને અપનાવવા માગે, તો શું? હવે ધારો કે, દેશની પ્રજા ગ્રામઉદ્યોગોને પડતા મૂકે અને કેન્દ્રિત યંત્રોદ્યોગોને સ્વીકારે; તોપણ એ યંત્રોદ્યોગોને શાળાઓમાં શિક્ષણના કામકાજ માટે તો ન જ દાખલ કરી શકાય. રશિયામાં ૧૮ વર્ષની ઉંમરથી હેઠળના વિદ્યાર્થીઓને મોટાં કારખાનાંમાં મોકલવા દેવામાં આવતા નથી. ત્યાં પણ કેળવણીનું ઉદ્યોગીકરણ તો હાથ-ઉદ્યોગો અને શાળાને જોડેલાં વિકેન્દ્રિત ઉદ્યોગમંદિરો વડે જ કરવામાં આવે છે. "કારખાનું શાળાને કાચો માલ કે ભંગાર તથા તેના ઉદ્યોગવિભાગ માટેનાં સાધનો અને ઓજારો પૂરાં પાડે છે. સામાન્ય રીતે તે ઉદ્યોગવિભાગને સજાવી આવે છે, અને કોઈ કોઈ દાખલામાં તાલીમ આપનાર નિષ્ણાત પણ પૂરો પાડે છે. ખારકોવમાં જે કારખાના સાથે શાળાને જોડવામાં આવી હતી, એ કારખાનાએ ઉચ્ચ કોટીની ઇજનેરી તાલીમ પામેલા એક ઇજનેરને એ શાળામાંના ઉદ્યોગ-કામ ઉપર દેખરેખ રાખવા, તથા તે કામ કેળવણીની રૂએ ચાલે, અને કોઈ હુન્નરધંધો શીખવવા માટેની તાલીમરૂપ ન બની જાય, તે જોતા રહેવા માટે શિક્ષક તરીકે ફાજલ પાડ્યો હતો. તે માણસ રોજ કેટલાય કલાક શાળામાં ગાળે છે. એ શાળાનો ઉદ્યોગવિભાગ અસામાન્ય રીતે પૂરેપૂરો સુસજ્જ હતો." મજૂરોનું સ્વર્ગ કહેવાતા દેશમાં, કે જ્યાં આખી પ્રજા કેન્દ્રિત યંત્રોદ્યોગની તરફેણમાં છે, ત્યાં પણ આમ બની રહ્યું છે.

પરંતુ હિંદુસ્તાનમાં સારે નસીબે કે ખરાબ નસીબે કેટલાક એવા વિશિષ્ટ અને ખાસ સંજોગો ભેગા થયા છે કે, આપણે કોરી સ્લેટ

ઉપર મરજીમાં આવે તેવું લખાણ કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. આપણે આપણા દેશની ઐતિહાસિક પ્રગતિના ક્રમને જ અનુસરવો રહ્યો. આપણે આપણી મરજી મુજબ કે હુકમ માત્રથી રાતોરાત જ સમાજની નવેસર રચના કરી શકીએ તેમ નથી. ધારો કે, લોકો આજે દેશનું યંત્રૌદ્યોગીકરણ નક્કી કરવાનું કરે, તોપણ તેમને થોડા વખતમાં માલૂમ પડશે કે, એ ફેરફાર આ દેશમાં કરવાને કેટલાંય દશકાં જોઈશે. દરમિયાન જે જે હાથઉદ્યોગો મોજૂદ હોઈને નાશ પામતા જાય છે, તેમને પાછા પગભર કરવાનું અને શક્ય હોય ત્યાં નવા ઊભા કરવાનું અતિશય લાભદાયી તથા આવશ્યક નીવડશે. જાપાન જેવા યાંત્રિક સુધારો સ્વીકારનારા દેશમાં પણ હાથઉદ્યોગ તથા ગ્રામઉદ્યોગો માટે મબલક ક્ષેત્ર મળી આવે છે. ઉપરાંત વીજળીક બળ યંત્રૌદ્યોગોમાં દાખલ થતાં કેટલાક અતિકેન્દ્રિત ઉદ્યોગોને પણ વિકેન્દ્રિત કરવાની શક્યતા ઊભી થઈ છે. અને છેવટે પણ જ્યારે પ્રજા કદી ઉદ્યોગોને યાંત્રિક સુધારાના સ્વીકારથી પૂરેપૂરા કેન્દ્રિત કરવાનું ઠરાવે, ત્યારેય તેને માલૂમ પડશે કે, દેશમાં હાથઉદ્યોગો ન હોય તેના કરતાં હાથ-ઉદ્યોગો હોય તો તેને જોઈતા કુશળ અને ચાલાક કારીગરો વધુ મળી શકે છે. છેક જ જડ મજૂરી કરી જાણનાર કરતાં કોઈક પ્રકારની હાથ-કારીગરીવાળો માણસ યંત્રો માટે પણ વધુ સારો કારીગર નીવડે છે. તેમ જ, આપણે અગાઉ જણાવી આવ્યા છીએ તેમ, દેશ પૂરેપૂરું યંત્રૌદ્યોગીકરણ સ્વીકારે, તો-પણ તેને શાળામાં તો ઉદ્યોગવિભાગો રાખવા જ પડે છે, કે જ્યાં સામાન્ય કેળવણી અર્થે હાથઉદ્યોગો કાળજીપૂર્વક શીખવવામાં આવે છે. તેથી આપણે ગમે તે દૃષ્ટિબિંદુ સ્વીકારીએ, તોપણ ગાંધીજીની યોજના દેશને ઉપયોગી થઈ પડશે એ નક્કી છે.

પરંતુ દેશની હજારો શાળાઓમાં તૈયાર થતા માલના મોટા જથાનું શું થશે? જે લોકો આ પ્રશ્ન ઉઠાવે છે, તેઓ જ આપણને બીજી બાજુ કહે છે કે, જ્યાં સુધી બધી જાતનું ઉત્પાદન મોટા પ્રમાણમાં વધારવામાં નહીં આવે, ત્યાં સુધી આ દેશની આર્થિક સ્થિતિ કદી સુધરવાની નથી. ખેતીમાં તેમ જ ઉદ્યોગોમાં હિંદુસ્તાન દેશને ઓછા ઉત્પાદનથી ઘણું વેઠવું પડે છે. અત્યારે જ્યારે દેશ અર્ધ-

ભૂખ્યો, અર્ધનગ્ન તથા ઉપભોગના પદાર્થોની બાબતમાં ઓછપવાળો છે, ત્યારે પણ તેની જે માગ છે, તેને પહોંચી વળી શકે તેટલું આ દેશનું ઉત્પાદન નથી. તો પછી ટીકાકારો ઉત્પાદનની આ નવી દિશાથી શા માટે ગભરાઈ જાય છે? જ્યાં સુધી બજારો માલસામાનથી ઊભરાઈ જતાં નથી, તેમ જ દેશને જોઈએ તેના કરતાં ઉત્પાદન વધી જતું નથી, ત્યાં સુધી ઉત્પાદનમાં વધારો કરવાના આપણા ઇચ્છિત ધ્યેયને મદદગાર નીવડે તેવા બધા માર્ગો અને સાધનો આપણે આવકારવાં જોઈએ. આપણા ટીકાકારો બંને બાજુથી આપણને ટોકી ન શકે. એક બાજુ તેઓ દેશનું ઉત્પાદન બહુ ઓછું હોવાની ફરિયાદ કરે છે, અને છતાં બીજી બાજુ તેઓ ઉત્પાદનમાં વધારો કરે તેવી એક યોજનાને ઉતારી પાડે છે; અને તે પણ એક જ કારણે કે, એ વધુ ઉત્પાદન કરનાર યંત્ર અતિ જટિલ એવું મનુષ્યયંત્ર છે, અથવા તો હાથ વડે ચલાવી શકાય તેવું જૂના જમાનાનું છે, અને પરદેશથી આયાત કરેલું નથી. છેવટે મુદ્દાની વાત તો ઉત્પાદનમાં વધારો થાય એ છે; નહીં કે તે માટે કઈ જાતનું યંત્ર વાપર્યું એ.

પરંતુ હજુ આગળ જઈને આપણને યાદ દેવડાવવામાં આવે છે કે, લાખો શાળાઓમાં પેદા થયેલો આ માલ બજારમાં આવશે, ત્યારે ચાલુ ઉદ્યોગધંધામાં ભારે ઊથલપાથલ મચી જશે. તેનાથી ચાલુ ઉદ્યોગોને ધોકો પહોંચશે, તથા દેશના પ્રજાજનોને હસ્તક ચાલતા ખાનગી વેપારધંધાને રાજ્યહસ્તક ચાલતી શાળાઓ મારફત થયેલા ઉત્પાદનની હરીફાઈ નડશે.

આમ ખસૂસ બનશે જ કે કેમ, તે આપણે તપાસીએ. હિંદુસ્તાનને માલના વધુ ઉત્પાદનની જરૂર છે, એ નિર્વિવાદ છે. એ વાતનો કશો પણ અર્થ હોય તો એટલો જ છે કે, આજે દેશ અન્ન તેમ જ કાચા તેમ જ તૈયાર માલનો મોટો જથો પરદેશમાંથી ખરીદીને લાવે છે. જો એ સાચું હોય, તો આપણા દેશમાં જેટલું ઉત્પાદન વધશે, તેટલો ઓછો માલ આપણે પરદેશથી ખરીદવો પડશે. આમ, ઘણા લાંબા વખત સુધી દેશમાં ચાલતા ધંધા કે ઉદ્યોગને શાળાઓના ઉત્પાદનથી કશી હરીફાઈ વેઠવાપણું નહીં આવે. ઉત્પાદન વધારવા માટે દેશ જે

કોઈ યોજના અમલમાં મૂકશે, તેમાં અમુક જાતનું આર્થિક નિયોજન તો હશે જ, કે જેથી નવો વધારે ઉત્પન્ન થયેલો માલ વણવપરાયો ન જ પડી રહે. આપણે ગમે તે સાધનો સ્વીકારીશું તોપણ, નવો ઉત્પન્ન થયેલો માલ દેશમાં ઉત્પન્ન થતા બીજા માલ સાથે અથડામણમાં ન આવે, પણ આપણાં બજારોમાં માત્ર પરદેશથી આવતા તેટલા માલને હાંકી કાઢે એવું થાય, એ માટે યોગ્ય પગલાં આપણે લેવાં જ પડશે. તેથી જ ગાંધીજી ભારપૂર્વક જણાવ્યા કરે છે કે, શાળાઓમાં ઉત્પન્ન થતા માલને ઠેકાણે પાડવાની જવાબદારી સરકારને શિર હોવી જોઈએ. અર્થાત્ એ માલને સરકારે પોતાની અનેકવિધ જરૂરિયાતો પૂરી પાડવામાં વાપરવો પડશે. તેમ થતાં જે બાકી રહેશે તેને વેચવાની સગવડો તેણે વિચારવી પડશે. કોઈ ડાહી સરકાર પહેલેથી ચાલતા આવેલા વેપારધંધાને ભોગે એ સગવડો નહીં ઊભી કરે. પ્રથમ તો તે પરદેશથી આયાત થતી વસ્તુઓ સામે નજર કરશે. કોઈ પણ સરકાર છેક જ અક્કલ વિનાની ન હોય, તો આ થોડું નિયોજન તો તેને તરત જ સૂઝી આવે. મારું એવું માનવું છે કે, સાર્વત્રિક કેળવણીની પોતાની યોજના માટેના ખર્ચની વ્યવસ્થા કરવા માટે બધી પ્રાંતિક સરકારો ભેગી મળીને — અરે મહાસભાવાદી સરકારો એકલી જ — આજે પણ મધ્યસ્થ સરકાર ઉપર વણમાગ્યા આયાત થતા માલની સામે યોગ્ય સંરક્ષણ મેળવવા માટે પૂરતું દબાણ લાવી શકે છે. જરૂર પડે તો રાષ્ટ્રહિતની આવી યોજનાઓ માટે બંધારણીય મડાગાંઠો પણ ઊભી કરી શકાય. એ વાતને લોકોનો પણ ટેકો હશે જ, એટલે અંતે મધ્યસ્થ સરકારને નમ્યા વિના બીજો આરો રહેશે નહીં.

ગાંધીજીએ જાહેર કર્યું જ છે કે, સંપૂર્ણ દારૂબંધીથી પ્રાંતિક સરકારોને જો મહેસૂલી આવકમાં એટલી મોટી ખાધ આવે કે, તેઓ પોતાનાં અંદાજપત્રોનાં એ પાસાં સરભર ન કરી શકે, તો મધ્યસ્થ સરકાર પાસે તે બધીએ એકત્રિત માગણી કરવી જોઈએ; અને જો તેને ન સ્વીકારવામાં આવે, તો એવા ઉચ્ચ હેતુસર મડાગાંઠો ઊભી કરવી પડે તો કરવી, એમાં કશું ખોટું નથી. હવે જો દારૂબંધીને માટે આવું દબાણ લાવી શકાય, તો સાર્વત્રિક કેળવણી જેવી વસ્તુ, કે જે દારૂબંધી

જેવી જ અગત્યની છે, તેના હિતમાં પણ એવું દબાણ જરૂર લાવી શકાય. બધી રીતે જોતાં ગાંધીજીની યોજના સિદ્ધાંતની રીતે સંપૂર્ણ છે; હવે તો પ્રાંતિક સરકારોએ તેને વ્યવહારુ રીતે અમલી બનાવવા માટે બનતું બધું કરી છૂટવું જોઈએ. જોકે, સૈદ્ધાંતિક રીતે જેટલું શકય મનાય, અને વ્યવહારુ રીતે જેટલું શકય હોય, તે બે વચ્ચે અવશ્ય કંઈક અંતર તો રહેવાનુંજ. પરંતુ આ અપૂર્ણ જગતમાં તેનો ઉપાય નથી. અને આ યોજનાનો અખતરો કરી જોવા જેવો છે એ તો નક્કી છે. પ્રજાઓ અને વ્યક્તિઓ અખતરાઓ વડે અને જરૂર પડયે નિષ્ફળતાઓ વડે જ કાંઈક શીખી શકે છે. બોલ્શેવિક રશિયાએ છેલ્લા બે દાયકામાં કેટલી બધી યોજનાઓનો અખતરો કરી જોયો છે, તથા તેમને સ્વીકારી છે અથવા ફગાવી દીધી છે! તો પછી ઔદ્યોગિક, આર્થિક, અને કેળવણીની દૃષ્ટિએ આવી ઉજ્જવળ શકયતાઓ દર્શાવતી આ યોજનાનો આપણે આ માટે અખતરો ન કરી જોવો જોઈએ?

## ૧૨

# પાયાની કેળવણીના મુખ્ય સિદ્ધાંતો

અગાઉના એક પ્રકરણમાં આપણે કેળવણીના એક આવશ્યક અંગ તરીકે પ્રવૃત્તિ અને ઉદ્યોગકામની હિમાયત કરનારા કેટલાક ફિલસુફો અને કેળવણીના સુધારકોના અભિપ્રાય ટૂંકમાં જણાવી ગયા છીએ. તેઓએ એ સિદ્ધાંતોની હિમાયત મુખ્યત્વે સામાજિક અને કેળવણી વિષયક દૃષ્ટિબિંદુથી કરી હતી. ગાંધીજીએ જે રીતે ઉદ્યોગકામમાં રહેલી શકયતાઓનું દર્શન કર્યું છે, તેટલી સ્પષ્ટતાથી તેમાંના બહુ થોડાએ કર્યું હશે. ગાંધીજીએ ઉદ્યોગકામનું જે નિરૂપણ કર્યું છે તે ઘણું સ્પષ્ટ તથા નીડરપણે કરેલું છે, અને તેમની અગાઉના દ્રષ્ટાઓએ કરેલા દર્શન કરતાં ઘણું આગળ જાય છે. તેથી કરીને હવે આ તબક્કે એ નવી યોજનામાં સમાઈ રહેલા બધા મુદ્દા પૂરી રીતે સમજી લેવા એ જરૂરી છે. ગાંધીજી જે રીતનાં પગથિયાં માંડે છે તેમને ટૂંકમાં

અહીં રજૂ કરી જવાથી, બીજાઓએ જેની હિમાયત કરી છે તથા જેનો પ્રયત્ન કરી જોયો છે, તેની સરખામણીમાં ગાંધીજીની યોજના વધુ સ્પષ્ટ રીતે જુદી તરી આવશે. ગાંધીજી ઉપર આધુનિક જમાનામાં યુરોપ અમેરિકાની કેળવણી-સુધારની હિલચાલો તથા તેમના પુરસ્કર્તાઓની કશી અસર નથી, એ મુદ્દા ઉપર અહીં ભાર મૂકવાની કંઈ જરૂર નથી. ગાંધીજીએ એટલી બધી દિશાઓમાં સુધારા શરૂ કર્યા છે, અને પોતાના સુધારાઓ માટે એવી તો નવીન તથા ક્રાંતિકારી પદ્ધતિઓની હિમાયત કરી છે કે, આ એક ખાસ ક્ષેત્રની બાબતમાં તેમની મૌલિકતા ઉપર આપણે ભાર નહીં મૂકીએ, તો તેથી કંઈ તેમની મહત્તામાં કે પ્રતિભામાં ઊણપ આવી જવાની નથી. ટૂંકમાં કહી જઈએ તો તેમની કેળવણી-સુધારની યોજનાના જુદા જુદા મુદ્દાઓ આ પ્રમાણે છેઃ—

૧. બધાં નાગરિકોને — સ્ત્રીઓ અને પુરુષો એ સૌને — અમુક ઓછામાં ઓછી હદ સુધીની કેળવણી સાર્વત્રિક મળવી જોઈએ. શરૂઆતમાં તે ભલે ફરજિયાત ન હોય; પણ જેમ જેમ સગવડો મળતી જાય, તેમ તેમ તેને ફરજિયાત કરવી. આ સાર્વત્રિક તથા ઓછામાં ઓછી કેળવણીને તે **पायानी केळवणी** કહે છે. અત્યારની પદ્ધતિ પરદેશથી આયાત કરેલી અને રાષ્ટ્રવિરોધી છે, તે અર્થમાં તેમની પદ્ધતિ રાષ્ટ્રીય છે. તેથી તેને **पायानी राष्ट्रीय केळवणी** કહેવામાં આવે છે.

૨. એ કેળવણીનો ક્રમ સાત વર્ષની ઉંમરથી માંડીને પછી સાત વર્ષ સુધી ચાલે.

૩. પાયાની રાષ્ટ્રીય કેળવણી હાલ તુરત શાળાની શરૂઆત પહેલાંની કે પાયાની કેળવણી પૂરી થયા પછીની કેળવણીની ચિંતા નહીં કરે.

૪. પાયાની રાષ્ટ્રીય કેળવણીનું શિક્ષણ માતૃભાષા દ્વારા ચાલવું જોઈએ.

૫. પદ્ધતિની બાબતમાં આ કેળવણી કોઈ હુન્નર-ઉદ્યોગની આસપાસ જ વણાવી જોઈએ. બધું બૌદ્ધિક શિક્ષણ પસંદ કરવામાં આવેલા ઉદ્યોગ દ્વારા જ અપાવું જોઈએ.

૬. પસંદ કરવામાં આવેલો ઉદ્યોગ વ્યવસ્થિત રીતે અને વૈજ્ઞાનિક રીતે એ પ્રમાણે શીખવો જોઈએ, જેથી તેનું કામકાજ કુશળતા-

પૂર્વક ચાલે તથા તેનાં વ્યવહારુ પરિણામો આવે. તેને બૌદ્ધિક શિક્ષણ માટેના નર્યા એક સાધન તરીકે જેમ નથી શીખવાનો, તેમ તેની આવકથી શાળા પગભર થઈ રહે એ રીતે પણ નથી શીખવાનો. તેને સાધન તેમ જ સાધ્ય એમ બંને ગણીને શીખવાનો છે.

૭. એ ઉદ્યોગમાંથી નીપજતી વસ્તુઓ આર્થિક દૃષ્ટિએ લાભદાયક હોવી જોઈએ.

૮. શાળામાં થતા કામનું આર્થિક વળતર એટલું હોય કે જેથી શિક્ષકનો પગાર તેમાંથી નીકળી રહે, એ જોવાનો પૂરતો પ્રયત્ન થવો જોઈએ.

૯. બાકીનું બધું ખર્ચ, જેમ કે શાળાનું મકાન, અંદરનો સરસામાન, ચોપડીઓ, નકશા અને શીખવાના ઉદ્યોગોનાં બધાં ઓજારો વગેરે સાધન, એ બધાનું ખર્ચ રાજ્યે આપવું જોઈએ.

૧૦. શાળામાં થતા ઉદ્યોગકામથી તૈયાર થતા માલને પોતાની જરૂરિયાતો માટે, કે શાળા જ્યાં ચાલતી હોય ત્યાંની સ્થાનિક સંસ્થાઓની જરૂરિયાતો માટે ઉપયોગમાં લઈ લેવાનું રાજ્યે માથે લેવું જોઈએ. તેમ કરતાં વધતો માલ વેચવાની બધી સગવડો રાજ્યે પૂરી પાડવી જોઈએ.

ટૂંકમાં, ગાંધીજીની નવી યોજનાના આ મુખ્ય સિદ્ધાંતો છે. આ યોજનાના ઘણા વિરોધીઓએ એ મુદ્દાઓને છૂટા છૂટા લઈને તેમની ટીકા કરી છે; પરંતુ આખી યોજનાના બધા મુદ્દાઓ સળંગ સમજવાનો પ્રયત્ન કર્યો નથી.

## ૧૩

# માર્ગમાંની મુશ્કેલીઓ

ગાંધીજીની નવી પદ્ધતિ સાદી, સ્વાભાવિક, તથા વિજ્ઞાન અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ શુદ્ધ છે, એવું આપણે આગળ કહી આવ્યા છીએ, અને આપણે એમ માની શકીએ કે, તે વસ્તુ આપણે ઠીક ઠીક સાબિત પણ કરી આપી છે. પરંતુ એ યોજનાને અમલમાં મૂકવામાં મોટી મુશ્કેલીઓ આડી પડેલી છે; અને તેમનો યથાયોગ્ય નિકાલ કરવામાં ન આવે, તો આખો અખતરો અવશ્ય નિષ્ફળ જ નીવડે. સૌથી મોટી મુશ્કેલી તો યોજના માટે આવશ્યક એવા શિક્ષકો શોધવાની અને તૈયાર કરવાની છે. એ ધંધામાં જેઓ પહેલેથી પડેલા છે, તેઓમાંના મોટા ભાગના લોકો નવા વિચારો સ્વીકારવાને અને અમલમાં મૂકવાને અસમર્થ છે. ગાંધીજીની યોજનામાં કાળજીભરી સતત જાગૃતિ, પ્રયત્નશીલતા, અને મિશનરીનો જુસ્સો જોઈએ. આ યોજનામાં વિદ્યાર્થી કરતાં શિક્ષકે જ વધારે કામ કરવું પડે છે. તેણે સતત જાગ્રત રહેવું જોઈએ એટલું જ નહીં, પણ વધુ ચાલાક અને ચપળ રહેવું જોઈએ. તેણે દરેક વિગત ઉપર ખાસ લક્ષ રાખવું જોઈએ. વર્ગના ઓરડામાં જે કાંઈ કામ થાય તેની તેણે ચોકસ રોજનીશી રાખવી જોઈએ. રોજ દરેક વિદ્યાર્થી કેટલું કામ કરે છે, તેની પણ તેણે કાળજીથી નોંધ રાખવી જોઈએ.

એટલી કાળજી રાખ્યા છતાં એમ બનવાનો પૂરો સંભવ છે કે, કોઈ હોશિયાર શિક્ષક જે કાંઈ કરે, તેને જ ધોરણ તરીકે સ્વીકારી લેવામાં આવે; તથા તેને સુવ્યવસ્થિત કરી, તેની યાદી કરી લેવામાં આવે;— વિચાર અને શોધખોળને ઉત્તેજન આપવાના હેતુથી નહીં, પણ નકલ કરવા માટે નમૂનો પૂરો પાડવા! વસ્તુતાએ પણ, ભૂતકાળમાં શિક્ષકો જાગ્રત અને પ્રયત્નશીલ ન રહેવાને લીધે, શીખવવાનું અને શીખવાનું બધું કામ અમુક નિશ્ચિત લોખંડી પ્રણાલિકાને અનુસરતું અને શાબ્દિક બની ગયું હતું. શિક્ષકો પોતાની નાતના બુદ્ધિશાળી કહી શકાય તેવા લોકોએ પાડેલા ચીલાને જ અનુસરવા લાગ્યા. તેઓ પોતાની

સ્વતંત્ર બુદ્ધિ વાપરતા રહ્યા નહીં. આમ તેઓએ જ્ઞાનને વેદિયાપણામાં અવનત કરી મૂક્યું. જો ગાંધીજીની યોજના સફળ નીવડવાની હોય, તો દરેક શિક્ષકે અને દરેક વર્ગે ધીરજપૂર્વક પોતાની આજુબાજુના સંજોગોનો કાળજીભર્યો અભ્યાસ કરીને પોતાને માટે સૌથી વધુ યોગ્ય એવો માર્ગ શોધી લેવો જોઈએ. ભૂતકાળમાં નવા ચીલા પાડનારી તથા તાજાં ક્ષેત્રો ખુલ્લાં કરનારી નવી પ્રાગતિક શાળાઓમાં પણ વખત જતાં કામકાજ અમુક નિશ્ચિત પ્રણાલિકામાં ઢાળી દેવાયું, અને પરિણામે તેમાંની તાજગી, જોમ અને પ્રેરકતા ચાલ્યાં ગયાં. તેથી શિક્ષકે હંમેશાં સાવચેત રહીને તપાસતા રહેવું જોઈએ કે, જ્યાં જ્યાં તે અમુક પ્રણાલિકાઓ કે ચીલાઓ પાડતો હોય, ત્યાં પણ તેનો હેતુ દોરવણી કે દિશા બતાવવાનો જ હોય, નહીં કે બીજામાં મૌલિકતાની આવશ્યકતા દૂર કરવાનો. આપણે કોઈ નિષ્ક્રિય — સ્થિર જમાનામાં નહીં, પરંતુ ગતિશીલ જમાનામાં જીવી રહ્યા છીએ. આજે દરેક ચીજ પહેલાં કદી ન હતી તેટલી ગતિમાન બની ગઈ છે. તેથી શિક્ષકે પણ પ્રગતિશીલ અને ગતિમાન રહેવાનું છે. તેણે પોતાનાં હલેસાં ઉપાડી લઈ તેમને ટેકે અઢેલીને સ્થિર ઊભા રહેવાનું નથી. દરેક શિક્ષકે શોધક તથા પ્રવર્તક થવાનું છે. કોઈ એક પ્રક્રિયાથી સ્થિરતા આવીને ઊભી રહે, તો તેણે તે પ્રક્રિયા ઝટ બદલી નાખવાની છે. તેણે આપમેળે દરેક બાબત માટે નવો માર્ગ શોધવાનો છે. કોઈ એક માર્ગ બધા સમય માટે તથા બધા સંજોગોમાં સર્વોત્તમ હોઈ શકે નહીં. શિક્ષક તેમ જ વિદ્યાર્થી બંનેને ચોપડીઓ તો માત્ર દિગ્દર્શક જ રહેવી જોઈએ. ચોપડીઓએ પોતાની અટળ પ્રમાણભૂતતા શિક્ષક કે શિષ્ય ઉપર લાદી દેવી ન જોઈએ.

આ પ્રમાણે થાય તો જ જ્ઞાન તાજગીભર્યું રહે, અને નવી પદ્ધતિઓ અને પ્રકારોના ઉપયોગ વડે ઉત્તેજના પામતું રહે. એ રીતે જ તે માત્ર શબ્દોની જંજાળમાંથી મુક્ત થઈ શકે. જો ઉપરની મુશ્કેલીઓ સામે સફળતાથી બચાવ કરી લેવામાં આવે, તો ભણાવવું તેમ જ ભણવું એ બંને પ્રક્રિયાઓ આનંદમય, સરળ અને ફલપ્રદ બની રહે.

## ૧૪

# પાયાની કેળવણી — ગાંધીજીની જીવન-ફિલસૂફીમાં તેનું સ્થાન

### ૧. શાળા, વ્યક્તિ અને સમાજ

કેળવણીનું કામ વ્યક્તિને કેળવવાનું તથા તેનો વિકાસ સાધવાનું છે. પરંતુ માનવવ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ સમૂહમાં જ — અર્થાત્ કોઈ પણ પ્રકારના સમાજમાં જ રહીને પ્રાપ્ત કરી શકે છે. કોઈ નિર્જન સ્થાનમાં રહીને તે વિકસી ન શકે. સામાજિક ભૂમિકા વિના માનવવિકાસ સંભવિત નથી. કોઈ વ્યક્તિ જગતનો ત્યાગ કરી તપસ્વી-સંન્યાસી બની જાય છે, તોપણ તે અમુક પ્રકારની સામાજિક વ્યવસ્થાની ભૂમિકા ઉપર રહીને જ તેમ કરે છે. તેનો સંન્યાસ, પોતે જ જો ઉચ્ચ કોટીનો હોય તો, કોઈ સામાજિક હેતુસર જ હોય છે. માત્ર સંન્યાસ લઈને નિવૃત્ત થવાનું થોડા વખત પૂરતું અને અમુક પ્રકારની વિશિષ્ટ સાધનાને અર્થે હોય તો જુદી વાત; બાકી, તેની પાછળ કોઈ અંતિમ સામાજિક હેતુ ન હોય, તો તેને અંગત સ્વાર્થનું કૃત્ય જ ગણી કાઢવું જોઈએ; ભલે પછી તે ધર્મવ્યવસ્થામાં માન્ય ગણાતું હોય. કારણ કે તે વસ્તુ તો કાંઈ પણ બદલો આપ્યા વિના સમાજનું એક પ્રકારે હળવું પણ ચૂસવાપણું જ છે. સંન્યાસીનું જંગલનું જીવન પણ સમાજને લીધે જ શક્ય બનતું હોય છે. તેના વિના તેને આવશ્યક એવું શારીરિક, માનસિક કે નૈતિક પોષણ પણ ન મળે. તેથી કરીને દરેક સાચો સંન્યાસી પૂર્ણતા અને આત્મસાક્ષાત્કારનું લક્ષ રાખવા ઉપરાંત ઉદાહરણ અને ઉપદેશ દ્વારા સમાજસેવાનું ધ્યેય પોતાની સામે રાખે જ છે. તેનો સંન્યાસ વ્યક્તિ તેમ જ સમાજ બંનેને અર્થે હોય છે. બુદ્ધ, ઇસુ ખ્રિસ્ત અને રામકૃષ્ણ જેવા મહાપુરુષોનો સંન્યાસ એ જાતનો હતો. એ પોતાની જાતને પૂર્ણ કરવાની એક પ્રકારની સાધનારૂપ હતો, જેથી કરીને તેઓ સમાજને વધુ અસરકારક રીતે દોરી શકે.

સાચી વાત એ છે કે, વ્યક્તિ અને સમાજને માત્ર સિદ્ધાંતમાં જ અલગ પાડી શકાય. પ્રત્યક્ષ જીવનમાં તો તે બંને ભેગાં તથા એકબીજાથી સંબદ્ધ જ હોય છે. એ બેના અરસપરસ સંબંધની ઉપેક્ષા વ્યક્તિ તેમ જ સમાજને જોખમાવીને જ થઈ શકે; તથા એકના ઉપર વધારે-પડતો ભાર મૂકવાનું પણ બીજાને ભોગે જ થઈ શકે. એમાંથી ગમે તે એક ઉપર એવો ભાર મૂકવો એ સાચી અને કાયમી સંસ્કૃતિ માટે જોઈતી સમતુલાનો નાશ કરવા બરાબર જ થાય. જગતનાં દુઃખનો મોટો ભાગ આ સમતુલાના નાશને આભારી છે. કેટલીક વાર વ્યક્તિ પોતાની ગેરશિસ્તભરી વર્તણૂકથી સમાજમાં અંધાધૂંધી પ્રવર્તાવી મૂકે છે. તો બીજી વાર સમાજ વ્યક્તિને એટલી તો કચરી નાખે છે કે, તેનામાંથી જાતે કાંઈ નવું શરૂ કરવાની શક્તિ કે વૃત્તિ તેમ જ તેનું વ્યક્તિત્વ ચાલ્યાં જાય છે, અને તે માત્ર એક જડ યંત્ર બની જાય છે. માનવજાતિ હંમેશાં વ્યક્તિ અને સમાજરૂપી આઘાત-પ્રત્યાઘાતની વચ્ચે ઝોલાં ખાતી જ રહી છે. તે બે વચ્ચે સાચો સમન્વય કદી સધાયો હશે તોય તે ટૂંકજીવી જ રહ્યો હશે.

તેથી કેળવણીએ જો અસરકારક તથા ફલપ્રદ નીવડવું હોય, તો વ્યક્તિ તેમ જ તેની આવશ્યકતાઓ તરફ ઉપેક્ષા કર્યા વિના તેણે સામાજિક ભૂમિકાવાળી તથા સામાજિક હેતુવાળી બનવું જોઈએ. પ્રાચીન ચીની ઋષિ અને ફિલસૂફ કૉન્ફુશિયસ કેળવણી અને સમાજ તેમ જ વ્યક્તિના જીવન વચ્ચેનો સંબંધ આ રીતે નિરૂપે છે: "ઈશ્વરે જે બક્ષ્યું છે, તે કુદરત છે; એ કુદરતને અનુરૂપ થવું એ કર્તવ્યમાર્ગ છે. એ માર્ગની દોરવણી એ શિક્ષણનું કામ છે." હવે 'કર્તવ્ય' તો વૈયક્તિક તેમ જ સામાજિક એમ બે પાસાંવાળી વસ્તુ છે જ. છેક આધુનિક સમયમાં આવીએ તો પ્રો. જૉન ડયૂઈ કેળવણીની વ્યાખ્યા કરતાં કહે છે કે, કેળવણી એટલે, "અનુભવનું પુનઃસર્જન; અર્થાત્ વ્યક્તિને તેની શક્તિઓ ઉપર વધુ સારો કાબૂ આપીને તેના અનુભવને વધારવા દ્વારા તેને વધુ સામાજિક મૂલ્ય આપવાની પ્રક્રિયા." વળી પ્રો. જેમ્સ કેળવણીની એવી વ્યાખ્યા આપે છે કે, કેળવણી એટલે "કાર્ય કરવાની પ્રાપ્ત કરેલી ટેવોની એવી વ્યવસ્થા કે જેથી વ્યક્તિ

પોતાની પ્રાકૃતિક તેમ જ સામાજિક પરિસ્થિતિમાં બરાબર ગોઠવાઈ રહે."

હિંદુસ્તાનની અત્યારે ચાલતી કેળવણીની યોજના પાછળ બહુ ઓછો સામાજિક હેતુ રહેલો છે એ સુવિદિત છે. તેનો મુખ્ય હેતુ વ્યક્તિની આજીવિકાનો પ્રશ્ન ઉકેલવાનો છે. તેથી કરીને એ હેતુ પણ તેના વડે પાર નથી પાડી શકાયો એમાં કશું નવાઈ પામવા જેવું નથી.

બીજું, કેળવણી જીવન માટે છે. જીવનમાં કોઈ ને કોઈ પ્રકારનું સામાજિક સંગઠન સમાયેલું હોય છે. તેથી કરીને દરેક સમાજવ્યવસ્થા પોતાની આવશ્યકતાઓ અને ધ્યેયો અનુસાર ઉચિત કેળવણી યોજી કાઢે છે. ઉપરાંત, કેળવણી માત્ર માહિતી અને જ્ઞાન એકઠું કરવા માટે જ નથી, — ભલે પછી તે જ્ઞાન ગમે તેટલું ઉપયોગી હોય; પરંતુ ચારિત્ર્યના વિકાસ અર્થે છે. વ્યક્તિ એકલી અલગ રહીને પોતાનું ચારિત્ર વિકસાવી ન શકે. સામાજિક વાતાવરણમાં જ એ બની શકે. ચારિત્ર્યનો જે કાંઈ અર્થ છે, તે સમાજ દ્વારા જ તેને પ્રાપ્ત થાય છે. ઇતિહાસમાં આપણને વિવિધ હેતુઓ અને પ્રયોજનોવાળા સમાજોનાં ઉદાહરણ મળે છે. દરેક સમાજ પોતાના નાગરિકોમાં અમુક પ્રકારના ચારિત્ર્યની અપેક્ષા રાખે છે. કેટલાક સમાજો લશ્કરી પ્રયોજનસર જ સંગઠિત થયા હોય છે. બીજા કેટલાક આધ્યાત્મિક હેતુઓથી. કેટલાક વ્યાપારી કે ઓદ્યોગિક સમાજોના દાખલા પણ છે. તેવો દરેક સમાજ પોતાના મુખ્ય પ્રયોજનને અનુરૂપ કેળવણી યોજી કાઢે છે.

જૂનામાં જૂના સુધરેલા લોકો કે, જેમણે કેળવણીની કોઈ અનેકાંગી યોજના વિચારી કાઢી હોય, તો તે ચીનાઓ છે. ચીનમાં કેળવણી જીવન અને સમાજવ્યવસ્થા સાથે નિકટમાં નિકટ સંબંધ ધરાવે છે. બીજી કોઈ પણ જગાએ કેળવણી ઉચ્ચ સંસ્કારિતાવાળી વ્યક્તિના એક વિશિષ્ટ પ્રકારને — કે જે પ્રકાર પાછો સૈકાઓ સુધી ઓછેવત્તે અંશે એકસરખો રહ્યો હોય — તેવો પ્રકાર ઉત્પન્ન કરવાને વધુ શક્તિમાન થઈ નથી. પ્રાચીન હિંદુઓ પાસે પણ તેમની પોતાની સુસંબદ્ધ એવી પદ્ધતિ હતી; જોકે મુખ્યત્વે તે ઉચ્ચ વર્ણો માટે હતી. અર્થ, કામ, ધર્મ, અને મોક્ષરૂપી જીવનના ચાર મુખ્ય અર્થો – પુરુષાર્થો – ચાર વર્ણ

અને ચાર આશ્રમ દ્વારા સિદ્ધ કરવાના હતા. એમની સિદ્ધિને વ્યક્તિ તેમ જ સમાજ બંને સાથે સંબંધ છે. પ્રાચીન સ્પાર્ટનોએ પોતાના રાજ્યતંત્રના રાજકારણ અને ધ્યેયને અનુરૂપ કેળવણી યોજી કાઢી હતી. તેમની કેળવણી મુખ્યત્વે લશ્કરી હતી. આથેન્સ પાસે પણ તેની પોતાની પદ્ધતિ હતી. મધ્યયુગની સમાજવ્યવસ્થા પાસે પણ તેની પોતાની વિશિષ્ટ એવી પદ્ધતિ હતી. આધુનિક યુગમાં યુરોપે પણ પોતાના મુખ્ય પ્રયોજનને અનુરૂપ પદ્ધતિ યોજી કાઢી છે. નવા અસ્તિત્વમાં આવેલા રશિયાના સામ્યવાદી રાજ્યતંત્રે પણ પોતે સ્વીકારેલાં ધ્યેયો માટે કેળવણીની પોતાની ખાસ પદ્ધતિ વિચારી કાઢી છે.

કેળવણીની કોઈ પદ્ધતિ વડે સમાજ કે વ્યક્તિને સંપૂર્ણપણે સદંતર બદલી નાખી શકાય કે કેમ, અથવા તો કેટલીક વૃત્તિઓ અને વલણો એવાં હોઈ શકે છે કે જેમને કોઈ પણ જાતની કેળવણી સદંતર પલટી કે ઊખેડી નાખી ન શકે — એ પ્રશ્નની ચર્ચામાં ઊતર્યા વિના આપણે સામાન્ય સમજ પ્રમાણેનો મધ્યમ માર્ગ સ્વીકારી લઈએ કે, વ્યક્તિના ઘડતરમાં તથા સમાજને દિશા આપવામાં કેળવણી એ એક મુખ્ય ભાગ ભજવનારું અંગ છે. દરેક સામાજિક એકમ પાસે કોઈ વ્યવસ્થિત વિચારેલું કે અજાણપણે સ્વીકારેલું એક ખાસ ધ્યેય હોય જ છે. તેની કેળવણીની યોજના પણ એ ધ્યેયને અનુસરીને જ ઘડાય છે. પોતાના વિદ્યાર્થીઓનું ચારિત્ર ઘડવામાં શિક્ષક એ ધ્યેયની પ્રગતિ અને સિદ્ધિ સમજપૂર્વક ધ્યાનમાં રાખ્યા કરવી જોઈએ. એ ધ્યેય કેળવણીની જુદી જુદી અનેક પદ્ધતિઓ દ્વારા સિદ્ધ થઈ શકે એ ખરું; પરંતુ એ ધ્યેય અને તેની પદ્ધતિ વચ્ચે કાંઈક અગત્યનો ખાસ સંબંધ પણ હોય છે. એ પ્રયોજન ગમે તે હો, પણ તેને માટેની પદ્ધતિ વૈજ્ઞાનિક, માનસશાસ્ત્રીય અને કાર્યસાધક તો હોવી જ જોઈએ. વળી તે સહેલી તથા સ્વાભાવિક હોવી જોઈએ. તેમ જ કેળવણીની અમુક પદ્ધતિઓ કેટલાંક સામાજિક ધ્યેયો માટે બીજી કરતાં વધુ અનુરૂપ હોય છે. તેથી ગાંધીજીની નવી પદ્ધતિને, પોતાની પ્રજા માટે તેમણે જે આદર્શ લક્ષમાં રાખ્યો છે, તેની દૃષ્ટિએ તપાસવી, એ અસ્થાને નહીં ગણાય.

## ૨. ગાંધીજીની જીવનફિલસૂફી

કોઈ પણ સમાજ પોતાની નજર સામે જે ધ્યેય રાખે છે, તે તેની પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ પોતાના વૈયક્તિક વિકાસ અને સિદ્ધિ અર્થે જે ધ્યેય પોતાની નજર સામે રાખતી હોય છે, તેને અવશ્ય અનુસરતું હોય છે. વળી આ ધ્યેય ઉપર વ્યક્તિના ઊગમ તથા અંત બાબત જે ખ્યાલ સ્વીકારવામાં આવતો હોય છે તેની પાછી પ્રબળ અસર પડતી હોય છે. ગાંધીજી વ્યક્તિનો ઊગમ જડ તત્ત્વોમાંથી જ નથી માનતા; પરંતુ આત્મતત્ત્વમાંથી જ માને છે. તેથી કરીને વ્યક્તિનું ધ્યેય અને અંત પણ તે આધ્યાત્મિક માને છે; ભૌતિક હરગિજ નહીં. એ રીતે આધ્યાત્મિક ઊગમ અને અંતવાળી વ્યક્તિનું અસ્તિત્વ પછી પોતાના તે આધ્યાત્મિક ધ્યેયની સિદ્ધિને અર્થે જ હોય; તેની બહારના બીજા કોઈ સાધ્યના સાધન તરીકે તે વ્યક્તિનો ઉપયોગ ન કરી શકાય. તે વ્યક્તિએ પણ પછી બીજી વ્યક્તિઓને કે સમાજને પોતાનો એ રીતનો ઉપયોગ ન કરવા દેવો જોઈએ. તેણે પોતાનું આધ્યાત્મિક ધ્યેય અલબત્ત સમાજમાં રહીને જ સિદ્ધ કરવું જોઈએ; પરંતુ જો તેનું સર્વોત્તમ કલ્યાણ અમુક સમાજવ્યવસ્થા હેઠળ સિદ્ધ ન થઈ શકતું હોય, તો તેની સામે બળવો કરી પોતાને માટે નવો માર્ગ રચી કાઢવાનો તેને હક છે; અરે, તેનું કર્તવ્ય છે. પરંતુ આ બળવો પણ માત્ર વૈયક્તિક હેતુઓસર નહીં, પરંતુ સામાજિક હેતુઓસર પણ હોવો જોઈએ.

જડવાદીઓ વ્યક્તિના અસ્તિત્વનો હેતુ સ્વતંત્ર રીતે પોતાના એવા કોઈ ધ્યેયની સિદ્ધિ અર્થે માનતા નથી. વસ્તુતાએ તેમને મતે વ્યક્તિનું આજે જે અસ્તિત્વ દેખાય છે, તે તાત્કાળિક અસ્તિત્વથી પર બીજું કાંઈ અસ્તિત્વ જ નથી. શરીરના નાશની સાથે તેનો પણ નાશ અને ઉચ્છેદ થાય છે. તેને પછી આગળના જીવન સાથે કશો સંબંધ કે સળંગસૂત્રતા નથી. વૈયક્તિક અમરતા જેવી કાંઈ વસ્તુ જ નથી. તો પણ સમાજ એ સતત ચાલનારી વસ્તુ છે, અને એ રીતે તેમને મતે તેને એક પ્રકારની અમરતા છે. આ અમરતા અનંત અને શાશ્વત પ્રગતિમાં રહેલી છે. આ પ્રગતિ એટલે પ્રકૃતિ ઉપર હરહંમેશ વધતો

જતો કાબૂ અને તેને પરિણામે નીપજતાં સંસ્કારિતા અને સુધારો;. (જોકે, આજના સમાજમાં એ વસ્તુઓ બહુ સ્પષ્ટ દેખાઈ આવતી નથી.) વ્યક્તિ તો નાશ પામે છે – મરી જાય છે; પરંતુ સમાજ સતત કાયમ રહે છે, તથા પ્રગતિમાન રહીને હંમેશાં ઊંચી ઊંચી કક્ષાએ પહોંચ્યા કરે છે. એ પ્રગતિને અંત નથી કે ન હોઈ શકે. વ્યક્તિઓએ તેથી કરીને ખસૂસ એ સમાજની સિદ્ધિઓમાં સાધનરૂપ બનવું જોઈએ. તેઓ પોતાના સ્વતંત્ર અસ્તિત્વનો દાવો ન કરી શકે. જેમ જેમ સમાજ આગળ વધે છે, તેમ તેમ ભવિષ્યની વ્યક્તિઓ આજ કરતાં વધુ સમૃદ્ધ, વધુ પરિપૂર્ણ અને વધુ ઉચ્ચ જીવન જીવશે. પરંતુ વ્યક્તિ માટે અહીં આ જીવનમાં અંતિમ સિદ્ધિ જેવી, કે મૃત્યુ બાદ અમરતા જેવી કોઈ વસ્તુ નથી. સમાજને આગળ ધકેલવામાં તે મદદ કરે એટલે તેનું કામ પૂરું થયું કહેવાય. અલબત્ત સમાજ માટે પણ અંતિમ સિદ્ધિ જેવી કોઈ વસ્તુ નથી. તેનું લક્ષ્યબિંદુ હંમેશાં આગળ ને આગળ જ ખસતું જાય છે! જોકે, કોઈ પણ માણસ પોતાની સર્વ આશાઓ અને ભયો, કસોટીઓ અને વેદનાઓ, તથા સુખો અને દુઃખો સાથે એ જાતનું ધ્યેય, કે જે પોતાની બહાર રહેલું છે, જેને માટે તેને શ્રમ કરવો પડે છે તથા દુઃખ સહન કરવાં પડે છે, અને છતાં જેના વિજયોનો પોતે વ્યક્તિ તરીકે કદી સાક્ષી બની શકવાનો નથી કે તેનો આનંદ માણી શકવાનો નથી – એવા ધ્યેયથી કદી સંતોષ પામી શકે કે કેમ, એ પ્રશ્ન આપણા આ અભ્યાસની મર્યાદા બહારનો હોઈ, તેને આપણે આટલેથી પડતો મૂકીને આગળ ચાલીએ.

ગાંધીજીને મતે તો વ્યક્તિએ પોતાની પરિપૂર્ણતા આધ્યાત્મિક ભૂમિકા પર રચાયેલા સમાજમાં રહીને પાર પાડવાની છે. એ સમાજ એવા સિદ્ધાંતો ઉપર રચાયો હોવો જોઈએ કે જે સિદ્ધાંતો વ્યક્તિને તેની અંતિમ આધ્યાત્મિક પરિપૂર્ણતા તરફ લઈ જાય. એ સિદ્ધાંતો ટૂંકમાં જણાવીએ તો પ્રેમ, અહિંસા, સત્ય અને ન્યાય છે. આ સિદ્ધાંતો ઉપર રચાયેલી સમાજવ્યવસ્થામાં આર્થિક, સામાજિક, રાજકીય, અથવા ધાર્મિક શોષણને પણ સ્થાન હોઈ શકે નહીં. આર્થિક ક્ષેત્રમાં જ બીજાનું શોષણ સંભવે છે, એવું કાંઈ નથી. સત્તા અનેક ક્ષેત્રોમાંથી

પ્રાપ્ત કરી શકાય, અને પછી તેની મારફતે કમનસીબ કે નિર્બળ લોકોનું શોષણ અનેક રીતે થઈ શકે. ઇતિહાસમાં મળી આવતા મોટામાં મોટા જાલીમો અને સરમુખત્યારોરૂપી ભક્ષકો, કે જેમણે સ્ત્રીઓ અને પુરુષોની મોટી મોટી સંખ્યાઓને પોતાની વૈયક્તિક સર્વોપરિતા, કીર્તિ અને વિજયો સાધવા માટે સાધનરૂપે વાપરેલી છે, તેઓ પણ હરહંમેશ આર્થિક સર્વોપરિતાવાળા કે તેની દરકાર કરનારા ન હતા. તેમાંના મોટા ભાગના લોકો તો પોતાને માટે કે પોતાના વારસો માટે મોટી ધનસંપત્તિ મેળવવા તરફ બેદરકાર જ હતા. તેમાંના કેટલાક તો તેમના અંગત જીવનમાં તપસ્વીઓ પણ હતા. પરંતુ તેમનામાં સત્તા માટે અસાધારણ તથા ઝનૂની ધગશ હતી. આજના સરમુખત્યારો પોતાના દેશબંધુઓને મૂડીવાદીઓની જેમ ધન વડે કે ધન માટે ચૂસતા હોતા નથી. તેમના વૈયક્તિક જીવનમાં અને અંગત શોખોની બાબતમાં તો તેઓ સાદા તથા સંયમી પણ કહી શકાય તેવા હોવાનું જાણવામાં આવ્યું છે. તેઓએ પોતાની વર્તમાન સ્થિતિ પણ આર્થિક બળોના કાવાદાવાઓથી મેળવી નથી હોતી; પરંતુ સત્તાના રાજકરણ વડે, માનવસુલભ સામાન્ય લાગણીઓને ઉશ્કેરવા વડે, તેમ જ આમજનતામાં પ્રચારની કરામતો વડે પ્રાપ્ત કરી હોય છે.

તેથી ગાંધીજી જે જાતની સમાજવ્યવસ્થા કલ્પે છે, તે તો આર્થિક, રાજકીય કે બીજા કોઈ પ્રકારના શોષણથી મુક્ત હોવી જોઈએ. એ વસ્તુ સિદ્ધ કરવી હોય તો સમાજનું રાજકારણ, તેનું અર્થતંત્ર અને તેનું સામાજિક જીવન અહિંસા, સત્ય અને ન્યાય ઉપર રચાવું જોઈએ. આમાંના કોઈનો અભાવ હોય તો, — અને જેટલા પ્રમાણમાં તેમનો અભાવ હોય તેટલા પ્રમાણમાં — શોષણ જરૂર આવવાનું જ. અને જ્યારે જ્યારે શોષણ ચાલે છે, ત્યારે ત્યારે માણસનું આધ્યાત્મિક ગૌરવ હણાય છે, અને તેનું અસ્તિત્વ તેના પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે રહેવાને બદલે, તે બીજા કોઈના માત્ર સાધનરૂપ બની રહે છે. તેથી કરીને ગાંધીજી થોડા લોકોના હાથમાં બધી સત્તા, સામાજિક પ્રતિષ્ઠા કે માલમિલકત એકત્રિત થઈ જાય તેની વિરુદ્ધ છે. તે પોતે શ્રમજીવી લોકોના વર્ગરહિત સમાજની તરફેણ કરે છે. આ મુદ્દા ઉપરના તેમના

અભિપ્રાયો ઘણી વાર ખોટી રીતે સમજવામાં આવ્યા છે; અને તે કારણે ઘણો ગોટાળો ઊભો થયો છે. તેમણે ઘણા પ્રસંગોએ કહ્યું છે કે, તે પોતે વર્ણવ્યવસ્થામાં માને છે. તેમને નવા અર્થ સાથે જૂના શબ્દો વાપરવાની ટેવ છે; પરંતુ એ નવો અર્થ તેમના કોઈ એક વાક્યને અલગ પાડીને તારવવાનો નથી હોતો, પરંતુ તેમના વિચાર અને ફિલસૂફી સાથે સળંગ રીતે વણાયેલો સમજવાનો હોય છે. એ રીતે તેનો અર્થ સમજીએ તો જણાઈ આવશે કે, વર્ણવ્યવસ્થા શબ્દથી તે આજના હિંદુ સમાજમાં જે પ્રચલિત છે, તથા સામાન્ય રૂઢિચુસ્ત હિંદુ એ શબ્દ વડે જે કંઈ સમજે છે, તેવું કંઈ સમજતા નથી; પરંતુ કંઈક જુદું જ સમજે છે. તેમને મન વર્ણવ્યવસ્થા એટલે વ્યક્તિના સ્વભાવ અનુસાર, અર્થાત્ વ્યક્તિની વંશપરંપરાગત અને અભ્યાસથી પ્રાપ્ત કરેલી કુશળતા અનુસાર શ્રમવિભાગ, અને તેમાં તેણે નિપુણતા પ્રાપ્ત કરવી તે. તે કોઈ ઉચ્ચનીચ ભાવવાળા વર્ણો કે વર્ગોનો અર્થ નથી સ્વીકારતા. પરંતુ સાથે સાથે તે એમ પણ નથી માનતા કે, વર્ગહીન એવો આ શ્રમજીવી સમાજ મોટા કે કેન્દ્રિત યંત્રોદ્યોગની આસપાસ રચાવો જોઈએ. વૈયક્તિક રીતે જેનું નિયંત્રણ થાય છે તેવો મોટો કેન્દ્રિત યંત્રોદ્યોગ અનેકોનું શોષણ ઊભું કરે છે, એ વાતને સાબિતીની જરૂર નથી. એ વસ્તુ આજે પણ ચોતરફ મોજૂદ છે, તથા તે મૂડીવાદને નામે ઓળખાય છે. આજે આખી દુનિયામાં જોવા મળતાં તથા આંતર કે બાહ્ય યુદ્ધો ઊભાં કરનારાં આંતરરાષ્ટ્રીય અને આંતરવર્ગીય અદેખાઈઓ અને દ્વેષોનો મોટો ભાગ તેણે જ ઊભો કરેલો છે. જોકે એમ માનવામાં આવે છે કે, મોટા કેન્દ્રિત યંત્રોદ્યોગો અને વેપાર ઉપર વૈયક્તિક નહીં પણ પ્રજાકીય માલકી અને નિયંત્રણ હોય, તો શોષણ જેવું કાંઈ ન રહે. પરંતુ એ બાબતનો આપણને જે કાંઈ અનુભવ છે — આપણો તે અનુભવ એ અખતરો જ્યાં ચાલી રહ્યો છે એવા એક દેશ રશિયા પૂરતો જ મર્યાદિત છે — તેનાથી એટલું જ સાબિત થાય છે કે, તેનાથી પણ નાગરિકની દરેક પ્રવૃત્તિને કડક રીતે નિયંત્રિત કરતી અને નિયમિત કરતી સરમુખત્યારશાહી અને નોકરશાહી જ ઊભા થાય છે. એવી સમાજવ્યવસ્થામાં ઠરાવેલાં ધોરણો અને નિયમનોમાંથી વિચાર

અને વર્તનમાં સહેજ પણ આઘાપાછા થવાપણું કડક રીતે અવશ્ય નિષિદ્ધ કરવામાં આવે જ. તથા વ્યક્તિના આખા જીવનને તે કડક નિયંત્રણોમાં જ આવરી લે. છેક જ અનિયંત્રિત તથા સ્વાર્થી અને સ્વચ્છંદી હેતુઓ માટે કામ કરતા વ્યક્તિસ્વાતંત્ર્યના પ્રત્યાઘાત તરીકે થોડો વખત કદાચ તે વ્યવસ્થા સફળ નીવડે; પરંતુ અંતે તો તેના વડે વ્યક્તિમાંથી કામ ઉપાડવાની શક્તિ કે વૃત્તિ તથા કાર્યસ્વાતંત્ર્ય નાશ પામતાં હોવાથી, વ્યક્તિને તે અપંગ જ કરી મૂકે. અત્યારના તેના ક્રાંતિકારક જુસ્સાના તેજમાં ભલે તેમાં છુપાઈ રહેલી મોટી મર્યાદાઓ તથા વિનાશનાં બીજ ન દેખાય; પરંતુ પોતાની જાતને ટકાવી રાખવા માટે અત્યાર પહેલાં ક્યારનીય તેણે જોખમકારક છૂટછાટો મૂકવા માંડી છે, કે જે તેની સામ્યવાદી ફિલસૂફી સાથે ભાગ્યે જ મેળ ખાતી કહેવાય. ઉપરાંત, તેની બધી સત્તા નૈતિક નહીં પણ ભૌતિક પશુબળ ઉપર રચાયેલી છે. પશુબળ અને હિંસા એ બે વસ્તુઓને લોકસ્વાતંત્ર્યવાદી તો ન કહી શકાય, એટલું જ નહીં પણ, તેમાંથી એક યા બીજા પ્રકારનું શોષણ ઊભું થવાનું જ. ત્યારે ગાંધીજીના અભિપ્રાય પ્રમાણેની અશોષક સમાજવ્યવસ્થા તો વધુ ને વધુ પ્રમાણમાં નૈતિક બળ અને નૈતિક સત્તા ઉપર જ આધાર રાખતી હોય છે.

તેથી કરીને મૂડીવાદી વ્યવસ્થાના અનિયંત્રિત અને સ્વચ્છંદી વ્યક્તિસ્વાતંત્ર્યને તેમ જ બીજી બાજુ સામ્યવાદીઓની કેન્દ્રિત મારક સત્તાને જામતી રોકવા માટે ગાંધીજી આર્થિક તેમ જ સામાજિક વ્યવસ્થાને વિકેન્દ્રિત ખેતી તેમ જ ઉદ્યોગો ઉપર રચવા માગે છે. એ હેતુસર તે મર્યાદિત અંગત મિલકતની ભૂમિકા ઉપર ગ્રામઉદ્યોગો અને હાથઉદ્યોગની હિમાયત કરે છે. એમ કરવામાં તે રશિયન સુધારકો કરતાં માનવ ઇતિહાસ અને માનસશાસ્ત્રને વધુ અનુકૂળ રહે છે. પરંતુ ખાનગી અંગત મિલકતની સંસ્થામાંથી સારામાં સારાં ભૌતિક તેમ જ નૈતિક પરિણામો નીપજી શકે તે માટે એવી સાવચેતી રાખવી જોઈએ, કે જેથી બાપ પાસેથી છોકરાને અવિભક્ત રીતે વારસાહકની રૂએ મળતી એકહથ્થુ મૂડીની મબલકતારૂપે તે વિકૃત ન થઈ જાય. વિકેન્દ્રિત ગ્રામ-અને હાથ- ઉદ્યોગો એવી મબલક મૂડીને એક હાથમાં ધરમૂળથી એકઠી થઈ જતી

રોકે છે. આવી શરૂઆતમાં જ લાગુ કરવામાં આવેલી રુકાવટો પૂરતી ન નીવડે, તો ગાંધીજી મોટી અંગત મૂડીને એકઠી થતી રોકવા માટે વારસાવેરા અને મૃત્યુવેરા જેવા કરો મારફતે કાનૂની નિયમનો મૂકતાં પણ ન જ રોકાય.

પરંતુ અહીં આપણને પૂછવામાં આવે કે, વિકેન્દ્રિત ન કરી શકાય તેવા અને છતાં આધુનિક સુધારા માટે આવશ્યક એવા ઉદ્યોગોનું શું? ગાંધીજીનો અભિપ્રાય એવો છે કે, એવા ઉદ્યોગોની માલકી તેમ જ કાબૂ ખાનગી નહીં પણ પ્રજાકીય હોવાં જોઈએ. વળી ખેતી અને ઉદ્યોગો એ બંને એકબીજાનાં પૂરક તેમ જ પોષક હોવાં જોઈએ. ઉદ્યોગોની પેઠે ખેતીની બાબતમાં પણ ગાંધીજી અંગત મિલકત ગણાતી મોટી મોટી જમીનદારીઓની વિરુદ્ધ છે. અત્યારે ગાંધીજી મોટા ધંધેદારીઓ અને મોટા જમીનદારોની વિરુદ્ધમાં કામ કરતા નથી દેખાતા, તે વ્યવહારુ કારણોને તથા તેમની લડત અને સુધારણાની પદ્ધતિને આભારી છે. કડવાશ, દબાણ કે હિંસાનાં તત્ત્વોને તે દાખલ કરવા માગતા નથી. તે સત્યાગ્રહ અને સવિનયભંગની પદ્ધતિથી કામ કરે છે. આ તબક્કે તે મોટા ધંધાઓ અને મોટી જમીનદારીઓ સામે સત્યાગ્રહની ચળવળ ઉપાડવાની સલાહ નથી આપતા તેનું કારણ એ છે કે, તેમની માન્યતા મુજબ પરદેશી અમલની રાજકીય ડખલગીરી દૂર થશે અને પ્રજા સ્વતંત્ર થશે, ત્યારે અહિંસક લડત ઉપાડ્યા વિના જ મોટા ધંધાઓ અને મોટી જમીનદારીઓ દૂર કરી શકાશે. ટોચ તરફ વધતા જતા કરવેરા અને મૃત્યુવેરા વડે એ ઇચ્છિત પરિણામ ક્રમાનુક્રમે લાવી રહેવાશે. એક વાર પ્રજા પાસે સત્તા આવી રહેશે, એટલે આ બધી વસ્તુઓ કાયદાકાનૂનથી જ તથા વર્ગદ્વેષ અને વર્ગવિગ્રહ જેવી મોટી મોટી લાગણીઓ ઉશ્કેર્યા વિના જ પાર પાડી શકાશે. પ્રાંતોમાં કેટલીક મહાસભાવાદી સરકારોએ તાજેતરમાં પસાર કરેલ જમીન-અને ઋણ-રાહતના ધારાઓ આ નિર્ણયને પૂરું સમર્થન આપે છે. અને રાજકીય સત્તા પ્રાપ્ત કર્યા બાદ પણ જો જામી ગયેલા સ્વાર્થો માર્ગમાં આડે આવે, તો સત્યાગ્રહનું શસ્ત્ર વાપરવા માટે હંમેશ તૈયાર જ છે. આંતરિક અઘટિતતાઓ દૂર કરાવવા માટે આજની

ઘડીએ સત્યાગ્રહ શસ્ત્ર ઉપાડવું એ આપણી મુખ્ય શાહીવાદ-વિરોધી લડતમાંથી આપણું ધ્યાન વિખેરી નાખનારું નીવડે. વળી ત્રીજો પક્ષ આપણી રાજકીય સ્વાતંત્ર્ય માટેની લડતને તોડી પાડવામાં તેનો ગેરલાભ લે. તેથી કરીને ગાંધીજીની અત્યારની નીતિ ગમે તેવી દેખાય, તોપણ એમાં શંકા નથી કે તે પ્રજાકીય જીવનને વિકેન્દ્રિત ખેતી અને ઉદ્યોગોના પાયા ઉપર રચવા માગે છે. આ વિકેન્દ્રીકરણનો અર્થ એ નથી કે બંને ક્ષેત્રોમાં કોઈ જાતની સહકારી પ્રવૃત્તિને અવકાશ જ નથી.

ગાંધીજી પણ કુટુંબ અને કૌટુંબિક ભાવનામાં માનનારા માણસ છે. અને કુટુંબની સંસ્થાના સ્વીકારમાં અમુક હદની ખાનગી મિલકતનો સ્વીકાર આપોઆપ આવી જાય છે. પરંતુ એ અંગત મિલકત બીજા કોઈના શોષણનું પરિણામ હોવી ન જોઈએ. ગાંધીજીની યોજનામાં દરેક જણે મહેનત કરવાની જ છે; અને કોઈ માણસ બૌદ્ધિક કામ કરતો હોય તોપણ તેણે પોતાને માટે નહીં તો સમાજને માટે પણ કાંઈક શારીરિક મજૂરી કરવી જ જોઈએ.

વિકેન્દ્રિત ઉદ્યોગ અને ખેતીનો ગાંધીજીનો ખ્યાલ, ઉચ્ચતર જીવનમાં ભૌતિક ભોગપદાર્થો અને સુખસાધનના સ્થાન વિષેની તેમની કલ્પના ઉપર રચાયેલો છે. તે એમ માને છે કે, સંસ્કારી, સુંદર અને નૈતિક જીવન ગાળવા માટે અમુક પ્રમાણમાં ભૌતિક ભોગપદાર્થોની જરૂર છે. તેમણે ઘણી વાર કહ્યું છે કે, આમજનતામાં આધ્યાત્મિકતાને રોટી મારફતે, — અર્થાત્ તેમની શારીરિક જરૂરિયાતો વધુ સારી રીતે પૂરી પાડવાની શક્તિ દ્વારા જ પહોંચાડી શકાય. આમ જોકે તે એમ માને છે કે, ભૌતિક અને આધ્યાત્મિક વચ્ચે આંતરિક સંબંધ છે, તોપણ તેમને એમ લાગે છે કે, ભૌતિક માલમિલકત એ માત્ર સાધન છે, સાધ્ય નથી. અમુક હદ સુધી વ્યક્તિના વિકાસમાં તે જરૂરી છે. પરંતુ તેને માટે હદ બહારની ધખણા એ તો પ્રગતિને મદદગાર નીવડવાને બદલે રોકનારું થઈ પડે. માત્ર ઇંદ્રિયભોગ માટે તેની પાછળ દોડવું એ તો હાનિકારક વસ્તુ છે. તે તો અતર્પ્ય અને હંમેશ વધતી જતી તૃષ્ણા, સત્તાની ભૂખ અને દોરદમામ તરફ જ લઈ જાય છે. અમુક ચોકસ હદ પછીની કામના અને તૃષ્ણા તો વ્યક્તિને ગુલામ બનાવી

મૂકે છે. એ ગુલામી સ્મૃતિભ્રંશ અને બુદ્ધિનાશ તરફ લઈ જાય છે. ત્યાર પછીની કામના અને તૃષ્ણા નીરોગી શારીરિક જીવનના આવિષ્કારરૂપ નથી રહેતાં. તેને બદલે તેઓ આખા શરીર ઉપર પોતાનું વર્ચસ્વ જમાવે છે. આમ વ્યકિતની સંકલ્પશક્તિ શિથિલ થઈ જાય છે અને તેનું વ્યક્તિત્વ ગુમ થઈ જાય છે. તેથી કરીને ગાંધીજી ગીતાના નીચેના શ્લોકોમાં કહેલી વાતને પૂરેપૂરી માને છે, અને તે શ્લોકો રોજ આશ્રમની પ્રાર્થનામાં ગવાય છે :—

> વિષયોનું રહે ધ્યાન તેમાં આસક્તિ ઊપજે,
> જન્મે આસક્તિથી કામ, કામથી ક્રોધ નીપજે;
> ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા સ્મૃતિને હરે,
> સ્મૃતિલોપે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે વિનાશ છે. [ ૨, ૬૨-૩ ]

તેથી કરીને બધા પ્રકારના નીરોગી સામાજિક જીવન અને યથાયોગ્ય સામાજિક સ્વાસ્થ્ય માટે ભૌતિક ભોગપદાર્થો માટેની કામના તેમ જ માલકી ઉપર કડક નિયમન હોવું જોઈએ. એ વસ્તુ બાહ્ય રીતે વિકેન્દ્રિત વેપાર-ઉદ્યોગ દ્વારા અને માનસિક રીતે એવી કેળવણી દ્વારા સિદ્ધ થઈ શકે, કે જે કેળવણી ભૌતિક પદાર્થો ઉપર દ્વેષ ઊભો કર્યા વિના સારા જીવનની દૃષ્ટિએ તેમની મર્યાદાનું ભાન કરાવે. એવી કેળવણી ભૌતિક જીવન ઉપર વધારેપડતો ભાર નહીં મૂકે, તથા પ્રથમ સ્થાને મૂકવા યોગ્ય વસ્તુને પ્રથમ સ્થાન આપશે.

આ વસ્તુ જીવન વિષેની ભૌતિક કલ્પનાના પ્રત્યાઘાતરૂપ છે. ભૌતિક કલ્પના ભોગપદાર્થોની માલિકી અને ઉપભોગ ઉપર કશી મર્યાદા મૂકતી નથી. તેમાં કાંઈ પણ મર્યાદા હોય તો તે વ્યક્તિની ભોગ ભોગવવાની શારીરિક શકિતની. સમાજવાદ અને સામ્યવાદ બીજી મર્યાદા મૂકે છે તે એ છે કે, બધાને એ બાબતમાં સરખો ભાગ મળવો જોઈએ. જડવાદી શારીરિક જીવન તેમ જ ભૌતિક ભોગપદાર્થોના ઉપભોગ અને માલિકીમાંથી મળતા સુખ વિષે કોઈ પ્રકારની અશ્રેયબુદ્ધિ નથી રાખતો. તેની બૂમ હંમેશાં બધાંને એકસરખા મૂડીદાર કરી મૂકવાની હોય છે; અને બધા એકસરખા મૂડીદાર થઈ જાય, ત્યાર બાદ તો પ્રગતિમાન વિજ્ઞાન જેટલી હદ સુધી ઉપભોગના પદાર્થો વધારી શકે તેટલી હદ સુધી તેમને

વધારી મૂકવાની તેની મુરાદ હોય છે. ઉપભોગના પદાર્થો તથા તેમને માટેની કામના વધારતા જવામાં ઉચ્ચ જીવનને કશી આંચ આવતી હોય એમ જડવાદી માનતો નથી. વસ્તુતાએ, તેને મતે, વધેલી જરૂરિયાતો એ તો સંસ્કારિતા અને સુધારાની સાબિતી છે.

જેવી રીતે આર્થિક વ્યવસ્થાનું તેવી જ રીતે સામાજિક વ્યવસ્થાનું ઘડતર પણ અહિંસા, સત્ય અને ન્યાય ઉપર થવું જોઈએ. ગાંધીજી સહકાર-મૂલક સેવાભાવ ઉપર રચાયેલી વર્ણ-અને વર્ગ-વિભાગ વિનાની સમાજ-વ્યવસ્થાની તરફેણ કરે છે. શારીરિક મજૂરીના કોઈ પ્રકારને હલકો કે ઊતરતી કોટીનો ગણી ન શકાય. પોતાને માટે અને જરૂર પડયે બીજાઓ માટે હલકામાં હલકું કામ દરેક વ્યક્તિએ કરી લેવું જોઈએ. બધું કામ સરખું પ્રતિષ્ઠિત છે, અરે પુણ્યરૂપ છે. પ્રમાણિક અને ફરજના ભાનવાળો દરેક કામગરો માણસ પોતાના મહેનતાણાનો અધિકારી છે એટલું જ નહીં, પરંતુ સૌના સંમાનનો પણ અધિકારી છે. જન્મ, મિલકત કે ધંધા ઉપર રચાયેલા ઉચ્ચનીચભાવવાળા વર્ણો કે વર્ગોના વિભાગોને ગાંધીજીની વ્યવસ્થામાં સ્થાન નથી. તેમ છતાં સ્વાભાવિક તેમ જ અભ્યાસપરંપરાથી મેળવેલી શકિતઓ મુજબ સહકાર તેમ જ શ્રમવિભાગની વ્યવસ્થા તો તેમાં છે જ. ગાંધીજીની કલ્પના આ જાતની છે. એ વસ્તુ તેમની અસ્પૃશ્યતાવિરોધી હિલચાલ ઉપરથી, તેમ જ પોતાના છેક નજીકના સાથીઓ માટે સફાઈના કામને તેમણે ફરજિયાત બનાવ્યું છે તે ઉપરથી, સાબિત થાય છે. આ દૃષ્ટિબિંદુથી જ ગાંધીજીની છાપવાળી પરિષદો અને મહાસભાઓમાં ઊંચી કક્ષા સુધી ભણેલાઓને અને સામાન્ય રીતે ઉપલા વર્ણોના લોકોને સફાઈકામ ખાસ સોંપવમાં આવે છે. જો સફાઈકામને સંમાનિત ગણી શકાય, તો પછી બીજું કોઈ પણ હલકું કામ સંમાનિત કહેવાય જ.

રાજકારણમાં પણ એ જ સિદ્ધાંતો લાગુ પડે છે. રાજકીય સંબંધોમાં પણ સામાજિક સંબંધોમાં સ્વીકારાતાં નૈતિક ધોરણો જ સ્વીકારવાનાં છે. સામાજિક ક્ષેત્રમાં એક અને રાજકીય ક્ષેત્રમાં બીજું— એમ બે નૈતિક ધોરણો રાખવાનાં નથી. બંને ક્ષેત્રમાં સારી અને સદ્ગૃહસ્થને યોગ્ય કહેવાય તેવી વર્તણૂક એકસરખી જ હોવી જોઈએ. રાજકારણમાં

પણ અમુક સાધ્યને સિદ્ધ કરવા માટે વાપરવાનાં સાધનો તરફ એટલી જ ચીવટભરી ખેવના દાખવવાની છે. સાધ્ય ગમે તેવું ઉચ્ચ હોય, તેથી કરીને તેને માટે ગમે તેવાં સાધનો ઉપયોગમાં લઈ શકાય નહીં. સાધ્ય જેટલી જ અગત્યનાં સાધનો પણ છે. કેટલીક વાર તો સાધ્ય કરતાં તેને માટેનાં સાધનો વધુ અગત્યનાં ગણાવાં જોઈએ. આંતર તેમ જ બાહ્ય રાજકીય વ્યવહારો અને સંબંધોમાં જંગલી પશુઓનો કાયદો લાગુ પાડવાનો નથી. એ વસ્તુ ત્યારે જ સિદ્ધ થાય જ્યારે રાજકીય જીવનમાંથી પણ લોભ, બીજાની વસ્તુ બળજબરીથી પચાવી પાડવી, અને બીજાનું શોષણ કરવું, એ વસ્તુઓને નાબૂદ કરવામાં આવે. અહીં પણ માણસોને માત્ર સાધન તરીકે વાપરવાનાં નથી. સમાજ વિષેની આવી કલ્પના ધીરે ધીરે રાજકીય સંબંધોમાંથી દ્વેષ અને હિંસાને દૂર કરે છે.

### ૩. ગાંધીવાદની એકતા

ગાંધીજીએ પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ પોતાની જીવનફિલસૂફી વ્યવસ્થિત રીતે નથી નિરૂપી. તેમ છતાં તેમની બધી સામાજિક–રાજકીય યોજનાઓ અને પ્રવૃત્તિઓ આંતરિક રીતે સુસંગત તથા સુસંબદ્ધ છે. આપણે જોઈ આવ્યા તેમ, તે બધી અમુક મૂળભૂત સિદ્ધાંતોના પાયા ઉપર રચાઈ હોય છે, અને એક પ્રકારની એકતા તે બધીમાં વ્યાપી રહેલી હોય છે. તે બધીને તેમના મૂળભૂત સિદ્ધાંતોથી કે પરસ્પર અલગ પાડી શકાતી નથી. તેમના મૂળભૂત સિદ્ધાંતોથી તેમને જુદી પાડીએ, તો જાણે તેમનાં મૂળમાંથી તેમને ઉખેડી નાખી હોય તેમ થોડા વખતમાં તે ચીમળાઈ જઈને નાશ પામે છે. તરત તેઓ વિકૃત થઈને નિર્જીવ મૃત રૂઢિમાં પરિણમે છે. બીજી બાજુ તે મૂળભૂત સિદ્ધાંતો સ્વીકારીએ અને તેમાંથી નિષ્પન્ન થતી સુધારણાની વ્યવહારુ યોજનાઓ ન સ્વીકારીએ, તથા બદલામાં તે સિદ્ધાંતોને અનુરૂપ એવી બીજી યોજનાઓ ન લાવીએ, તો એ મૂળભૂત સિદ્ધાંતો પણ ખાલી ખોખારૂપ બની જાય અને તેઓમાં કશા સાર કે તત્ત્વ જેવું ન રહે. સાથે સાથે જો તે બધી વ્યવહારુ યોજનાઓને તૂટક તૂટક તથા અલગ અલગ અમલમાં મૂકવામાં આવે, અને તેમની વચ્ચે કોઈ પ્રકારનો

અનુબંધ કે સંબંધ ન રાખવામાં આવે, તોપણ તેઓમાં પ્રાણ જેવું કે વિકાસના તત્ત્વ જેવું કાંઈ જ ન રહે.

તાજેતરમાં * મહાસમિતિની બેઠક વખતે એક ઉદ્દામવાદી વક્તાએ જણાવ્યું હતું કે, મહાસભાની મૂળભૂત નીતિ અને તેના વિવિધ કાર્યક્રમો વચ્ચે ભેદ પાડવો જોઈએ. તેના અભિપ્રાય મુજબ, જો મહાસભાના કાર્યક્રમનો કોઈ માણસ સ્વીકાર તથા અમલ કરે, તો પછી મહાસભાની મૂળભૂત નીતિમાં પણ તે શ્રદ્ધા રાખે છે કે નહીં, તે જાતની કશી ખણખોદ તેની બાબતમાં પછી ન કરવી જોઈએ. આ જાતનો અભિપ્રાય કાર્યક્રમને નીતિથી અલગ પાડે છે, અને નીતિને તે વ્યક્તિ તેમ જ પ્રજાના જીવનમાં પ્રગટ થનાર સજીવ શ્રદ્ધારૂપ માનવાને બદલે એક ખાલી મૌખિક શિષ્ટાચાર બનાવી મૂકે છે. ઉપરાંતમાં એ મત પાછળ છેલ્લા દસકામાં મહાસભાએ સાધેલા વિકાસના ઇતિહાસનું તથા તેમાં ગાંધીજી અને તેમના આદર્શોએ પ્રાપ્ત કરેલા સ્થાનનું સદંતર અજ્ઞાન રહેલું જણાય છે. એ મત તો મહાસભાને પરદેશી ગુલામીમાંથી દેશની મુક્તિ સાધવા માટેની માત્ર રાજકીય સંસ્થા બનાવી મૂકે છે. આપણી ચળવળમાં જે સર્વતોમુખી ક્રાંતિકારકતા છે તેને તે ભૂલી જાય છે. તે આપણી ચળવળને એક સ્વાતંત્ર્યયુદ્ધ જેવી જ બનાવી મૂકે છે, ભલે પછી તે અહિંસક હોય. વળી તેને તે મર્યાદિત અર્થમાં જ ક્રાંતિકારી ગણે છે. પરંતુ આપણી ચળવળ તો વ્યાપક અર્થમાં ક્રાંતિકારી છે; કારણ, તેની નીતિ અને કાર્યક્રમ અમુક એવા વિશિષ્ટ આદર્શો ઉપર રચાયેલાં છે, કે જે જીવનનાં મૂલ્યોને બદલી નાખી ઇતિહાસમાં એક નવો યુગ પ્રવર્તાવવા માગે છે. પેલો મત તો હિંદુસ્તાનની રાજકીય ગુલામીને પ્રજાના જીવનથી અસંબદ્ધ અથવા મૂળગત રીતે સંબદ્ધ નહીં એવી એક અલગ ઘટના ગણી લે છે. પહેલાંના મહાસભાવાદીઓનો પણ એવો જ મત હતો. તેથી તો તેઓએ બંધારણમાં જ એવી કલમ રાખી હતી કે, એક સંસ્થા તરીકે મહાસભા સામાજિક સુધારણાની બાબતમાં નહીં માથું મારે; તે નિર્ભેળ રીતે માત્ર રાજકીય સંસ્થા જ રહેશે. તે દિવસોમાં રાજકીય બાબતોમાં ઉદ્દામવાદી

* સપ્ટેમ્બર, ૧૯૩૮

હોવું, અને સામાજિક બાબતમાં પ્રત્યાઘાતી હોવું એ શક્ય હતું. તે સમયે રાજકીય બાબતમાં ઉદ્દામવાદી ગણાતા ઘણા લોકો તેમના સામાજિક દૃષ્ટિબિંદુમાં છેક મવાલ તો શું પણ પ્રત્યાઘાતી વલણવાળાય હતા. બીજી બાજુ રાજકીય બાબતમાં મવાલ ગણાતા ઘણાઓ સામાજિક બાબતોમાં ઉદ્દામવાદી હતા. આ બધાનું કારણ એ હતું કે, તેઓ જીવનને છેક જ સંબંધ વિનાનાં આવાં અલગ અલગ ક્ષેત્રોમાં વહેંચી નાખતા હતા. ઉપરાંત, તે વખતના રાજકીય ચિકિત્સકો દેશ જે સાચા રોગથી પીડાઈ રહ્યો હતો તેનું યથાયોગ્ય નિદાન નહોતા કરી શક્યા, એ પણ તેનું કારણ હતું. કોઈ નીરોગી સબળ પ્રજાની રાજકીય સ્વતંત્રતા કોઈ પ્રતિકૂળ સંજોગો ભેગા થઈ જતાં અકસ્માત્ ચાલી ગઈ હોય, તેવું કાંઈ હિંદુસ્તાનની બાબતમાં બન્યું નહોતું. હિંદુસ્તાનમાં તો પ્રજાના ચૈતન્યનો જ હ્રાસ થયો હતો. હિંદુસ્તાન માત્ર રાજકીય રીતે જ પરાધીન નહોતો, પરંતુ નૈતિક, આધ્યાત્મિક એમ બધી રીતે તેની અધોગતિ થયેલી હતી. તેથી કરીને એની પ્રજાનો જો ઉદ્ધાર કરવો હોય, તો તે માત્ર રાજકીય સત્તા તેને સોંપી દેવાથી થાય તેમ નહોતું, ભલે રાજકીય સ્વાતંત્ર્ય એ ગમે તેવી અગત્યની વસ્તુ હોય. હિંદુસ્તાનની પ્રજાકીય ચળવળનું સ્વરૂપ હિંસક – અહિંસક ગમે તે હો, પરંતુ તેની રચના અમુક આદર્શવાદ ઉપર — જીવનનાં મૂલ્યોને કોઈ પ્રકારે ફરીથી મૂલવવા ઉપર થવી જોઈએ. એ જાતની ચળવળ આધ્યાત્મિક અને આદર્શવાદી કહી શકાય તેવી હોવી જોઈએ. પરદેશી ધૂંસરીમાંથી મુક્ત થવા માટેની સફળ નીવડેલી હોલેંડ, અમેરિકા, ઇટાલી વગેરે ઘણા અર્વાચીન દેશોની ચળવળોને મુકાબલે ફ્રેંચ ક્રાંતિને તથા અત્યારની બોલ્શેવિક ક્રાંતિને તે પ્રકારની કહી શકાય. આ દાખલાઓમાં માત્ર રાજકારણમાં જ નહીં, પરંતુ પ્રજાના સમગ્ર જીવનમાં તેની અસર પહોંચી છે, અને તેમાં પલટો થઈ નવો યુગ પ્રવર્ત્યો છે.

ગાંધીજી મહાસભા મારફતે એ જાતની આધ્યાત્મિક ક્રાંતિ કરવા માગે છે. ગાંધીજી એ સંસ્થાના સંગઠન મારફતે કામ કરતા હોવાથી તેમને તેની મર્યાદાઓ સ્વીકારવી પડે છે. તે સંસ્થાનો ઊગમ અને તેનો ઐતિહાસિક વિકાસ જેટલા પ્રમાણમાં તેમને કામ કરવા દે તેટલા

પ્રમાણમાં તે કરે છે. પરંતુ તેમનો પ્રયત્ન હંમેશાં મહાસભાને આ સર્વતોમુખી પ્રજાકીય પલટાનું સાધન બનાવવાનો રહ્યો છે.

એવો ધરમૂળ પલટો કરવો હોય તો પ્રજા મહાસભાની નીતિનો અસ્વીકાર કરે અને તેના કાર્યક્રમનો સ્વીકાર કરે, એમ ન બની શકે; કારણ કે તે બંનેનો પરસ્પર આંતરિક સંબંધ છે. ઉપરાંત એ કાર્યક્રમની એક વિગતને ઇચ્છા પ્રમાણે સ્વીકારવી અને બીજીને ન સ્વીકારવી, એમ પણ ન બની શકે. એ જુદી જુદી વિગતો એક આખી વસ્તુનાં જુદાં જુદાં અંગ જેવી છે. આપણા રાજકીય કાર્યકર્તાઓએ ઘણી વાર મહાસભાના કાર્યક્રમને સ્વીકાર્યો છે, પરંતુ તેની નીતિમાં સમાયેલા બધા મુદ્દાઓમાંથી ભાગી જવાનો પ્રયત્ન કર્યો છે. તેઓ ઘણી વાર એવી દલીલનો આશરો લે છે કે, મહાસભાએ "શાંતિમય" અને "ન્યાયી" એવા શબ્દો વાપર્યા છે, "અહિંસક" અને "સત્યમય" એવા શબ્દ નથી વાપર્યા! જાણે કે, શાંતિમય સાધનો કદી પણ હિંસક હોઈ શકે, અને જૂઠાણું કદી પણ ન્યાયી ઠરી શકે.

જોકે, મહાસભાએ ગાંધીજીના કયા સિદ્ધાંતો સ્વીકાર્યા છે, એ જોવા આપણે અહીં નથી બેઠા; આપણે તો ગાંધીજીનો આદર્શવાદ શો છે, તે જોવા બેઠા છીએ. આપણે તો ગાંધીજીની સામાજિક તેમ જ વૈયક્તિક એવી જીવનફિલસૂફી શી છે, તેનો વિચાર કરીએ છીએ. તેમાં તો નીતિ અને કાર્યક્રમ વચ્ચે કશો વિચ્છેદ હોઈ શકે નહીં, કારણ કે બધો કાર્યક્રમ નીતિમાંથી નીપજતો હોય છે. ઘણી વાર આપણને પૂછવામાં આવે છે કે, રેંટિયો, ખાદી, ગ્રામઉદ્યોગો અને અસ્પૃશ્યતાનો રાજકીય ક્રાંતિમાં શો ખપ છે? જે દેશો પાસે એવા કોઈ કાર્યક્રમો ન હતા તેઓએ શું પરદેશી ગુલામીમાંથી સ્વતંત્રતા મેળવી નથી? અંગ્રેજ હકૂમતને હાંકી કાઢવા માટે અમેરિકાને પ્રથમ ગુલામો રાખવાની પ્રથાનો ત્યાગ કરી આત્મશુદ્ધિ નહોતી કરવી પડી. તેમ જ હોલેંડ દેશને પણ સ્પેનની ગુલામીમાંથી મુક્ત થવા માટે કાળા ગુલામોનો વેપાર છોડી દેવો નહોતો પડ્યો. તો પછી હિંદ દેશને જ પ્રથમ અસ્પૃશ્યતા-નિવારણ અને સ્ત્રીસ્વાતંત્ર્ય જેવા કાર્યક્રમોની શાથી જરૂર પડે છે? ભૂતકાળમાં રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરતી વખતે સ્ત્રીઓ શું ઘણાં

બંધનો હેઠળ કચડાતી નહોતી? અત્યારે પણ લોકશાહી રાષ્ટ્રીય સરકારોવાળા દેશોમાં તેમને ઘણી જાતની પરતંત્રતા નથી વેઠવી પડતી? આ બધી તર્કશાસ્ત્રની દલીલો છે. પરંતુ જે ચળવળ બિનલશ્કરી અને અહિંસક રહેવા માગે છે, તથા અસત્ય અને જૂઠનો ત્યાગ કરવા માગે છે, તે ચળવળ સામાજિક વ્યવહારોમાં જુદું અને રાજકીય વ્યવહારોમાં જુદું — એવાં બે નૈતિક ધોરણો રાખી ન શકે. તેથી કરીને, બાહ્ય અન્યાયનો સત્ય અને અહિંસાનાં સાધનો વડે સામનો કરવાના નૈતિક હકનો દાવો કરતા પહેલાં, તેણે સૌથી પ્રથમ જાતે ન્યાય આચરતા થઈ જવું જોઈએ.

ગાંધીજીની યોજનામાં સત્ય અને અહિંસા એ કંઈ માત્ર ધાર્મિક શ્રદ્ધા કે માન્યતાની વસ્તુઓ નથી. તે બે પ્રજાકીય જીવન અને પ્રવૃત્તિમાં ઓતપ્રોત વણાઈ જવાં જોઈએ. લશ્કરી બળને બદલે તેમનો ઉપયોગ કરવાનો હોય, તો તેમનું સંગઠન અને શિસ્ત ઊભાં કરવાં જોઈએ. સત્યાગ્રહી સૈન્યોને પણ તાલીમ મળવી જોઈએ. અનિષ્ટ સામે અસરકારક અસહકાર કરવા માટે તેમણે સહકારની ટેવો પાડવી જોઈએ. લશ્કરી વ્યૂહોની તાલીમ માટે જુદાં જુદાં ક્ષેત્રો હોય છે. જેમ કે, જુદા જુદા મુલકો ઉપર ચડાઈઓ, સરહદ ઉપર ધાડો અને બૉમ્બમારાઓ, જાસૂસી, રાજનીતિના કાવાદાવા, અને ધાકધમકીઓ. તે પ્રમાણે ગાંધીજીના જુદા જુદા રચનાત્મક તેમ જ સુધારક કહેવાતા કાર્યક્રમો એ સત્યાગ્રહીઓની તાલીમ માટેનાં ક્ષેત્રો છે. આ કાર્યક્રમો ન હોત, અને તેમના વડે સત્યાગ્રહીઓને શિસ્ત, સંગઠન, આજ્ઞા અને આજ્ઞાપાલન, — ટૂંકમાં બધા સામાજિક અને નાગરિક સદ્‌ગુણોની તાલીમ ન મળતી હોત, તો તો ટીકાખોરો અહિંસાને વનસ્પતિ-યોનિનો કાયદો કહે છે તે આક્ષેપમાં કંઈક વજૂદ ગણાત. પરંતુ વસ્તુતાએ તો પશુયોનિ અને જંગલમાં જે કાયદો પ્રવર્તે છે તેના કરતાં સત્યાગ્રહ વધુ સક્રિય અને સબળ વસ્તુ છે. તેથી કરીને જ ગાંધીજી હમેશાં ભારપૂર્વક કહ્યા કરે છે કે, અહિંસા નિર્બળ અને કાયર લોકો માટે નથી, પરંતુ બહાદુર અને મજબૂત લોકો માટેની વસ્તુ છે. ગાંધીજીને મન સત્યાગ્રહ એ તો જીવનનું સૌથી વધુ જોમવંતું બળ છે.

તેથી ગાંધીજીના જે મૂળભૂત સિદ્ધાંતો છે, તેમને તેમના કાર્યક્રમથી જુદા પાડી શકાય તેમ નથી. જોકે એમ બની શકે ખરું કે 'સત્ય' અને 'અહિંસા'ના સિદ્ધાંતો ગાંધીજીએ રજૂ કરેલા કાર્યક્રમો કરતાં બીજા કાર્યક્રમો દ્વારા પણ તેટલા જ અમલી નીવડે. આધ્યાત્મિક સિદ્ધાંતોને અમુક એક પ્રકારની બાહ્ય આચારપ્રણાલિકામાં જ નિયત કરી શકાતા નથી. ગાંધીજી જેટલો કે તેમનાથી પણ ઘણો મહાન એવો કોઈ પુરુષ એ સિદ્ધાંતોને જુદા આચારો અને સુધારણાના કાર્યક્રમોમાં ઉતારી આપે. પરંતુ જ્યાં સુધી એ સિદ્ધાંતોને અમલમાં મૂકવાની વધુ સારી કે અનુકૂળ પદ્ધતિઓ ન શોધાય કે અમલમાં મુકાય, ત્યાં સુધી ગાંધીજીએ સૂચવેલ કાર્યક્રમો જ વ્યવહારક્ષેત્રને રોકી લેવાના.

અવિચારી લોકોએ નીતિ અને કાર્યક્રમ વચ્ચે તફાવત પાડયો છે એટલું જ નહીં, પણ તેઓએ તે કાર્યક્રમોમાંથી પણ કૃત્રિમ રીતે એકને બીજાથી છૂટો પાડવા પ્રયત્ન કર્યો છે; અને એક કાર્યક્રમ સ્વીકારી, બીજાનો અસ્વીકાર કર્યો છે. એટલું જ નહીં, પણ તેઓએ તો એક કાર્યક્રમના પણ વિભાગ કરી નાખી તેમાંથી એક અંશ સ્વીકાર્યો છે અને બીજાને જતો કર્યો છે. દાખલા તરીકે, ઘણા રાજકીય કાર્યકર્તાઓ ખાદીને રાષ્ટ્રીય પ્રતીક અને ગણવેશ તરીકે મંજૂર રાખે છે; કેટલાક તેને સાદાઈ તથા જનતા સાથેના ઐક્યના પ્રતીક તરીકે સ્વીકારે છે; પરંતુ તેઓ તેની પાછળના આર્થિક મુદ્દાઓનો અસ્વીકાર કરે છે. ગામડાની જે બે મુખ્ય આવશ્યકતાઓ — અન્ન અને વસ્ત્ર, તે બાબતમાં ગામડું આર્થિક રીતે સ્વાવલંબી બને એ જાતની ગાંધીજીની કલ્પનામાં ખાદીનું રહસ્ય રહેલું છે, એ તેઓ સમજી શકતા નથી. ગામડિયાને પૂરક ઉદ્યોગ તરીકે, તેમ જ વર્ષના મોટા ભાગ દરમ્યાનનું તેનું ફરજિયાત આળસુપણું અને પરિણામે આવતી બેકારી દૂર કરવા માટે ખાદીનો સ્વીકાર કરવામાં આવ્યો છે, એ વસ્તુ સમજવામાં નિષ્ફળ જવું એટલે પ્રજાકીય જીવનમાં તેનું સ્થાન સમજવામાં નિષ્ફળ નીવડવું. ખાદી પાછળ રહેલો મૂળભૂત અર્થિક મુદ્દો લઈ લો, એટલે ખાદી રાષ્ટ્રીય. ગણવેશ પણ લાંબો વખત નહીં રહી શકે; તેમ જ હિંદની જનતા સાથેના ઐક્યનું પ્રતીક પણ નહીં રહી શકે. તેનું સ્થાન દાતરડું

અને હથોડો[1] લેશે, અથવા પોતાની રીતે અર્થયુક્ત એવાં બીજાં પ્રતીકો લેશે. આપણા રાષ્ટ્રધ્વજ ઉપર રેંટિયો છે, અને ગણવેશ તરીકે આપણાં શરીર ઉપર ખાદી છે, તેનું કારણ એ છે કે, તે બંનેનું ગાંધીજીએ વિચારેલી આપણા દેશની અર્થવ્યવસ્થામાં વિશિષ્ટ સ્થાન તેમ જ ઉપયોગીપણું છે.

એ તો ખાદી પૂરતી વાત થઈ. અસ્પૃશ્યતાનિવારણ પણ માત્ર રાજકીય હથિયાર ન રહેવું જોઈએ. તેનો સ્વીકાર પણ ગાંધીજી જે રીતે ઇચ્છે છે તે રીતે, અર્થાત્ અહિંસા, સત્ય, અને ન્યાયને અર્થે થવો જોઈએ. જો તેને સંકુચિત રાજકીય દૃષ્ટિબિંદુથી જ સ્પર્શવામાં આવશે, તો તેનાથી આપણા દેશને અત્યાર આગમચ બટ્ટો લગાડી રહેલા અનેક કોમી પ્રશ્નોમાં એકનો વધારો જ થશે. ગાંધીજી તેથી કરીને જ હરિજનોના મંદિરપ્રવેશ ઉપર તથા તેમની આંતરિક સુધારણા ઉપર જ, તેમનાં આર્થિક અને રાજકીય બંધનો દૂર કરવા કરતાં પણ વધુ ભાર મૂકે છે.

તે જ પ્રમાણે, હિંદુ-મુસલમાન ઐક્યનો પ્રશ્ન પણ રાજકારણી પુરુષો જે રીતે હાથ ધરવા માગે છે તે રીતે, એટલે કે, નોકરી કે હોદ્દાઓને લગતા હિસ્સાની ગણતરી વડે, અરે મહાસભાની યાદીમાં કેટલા મુસલમાન પ્રાથમિક સભ્યો છે તેની ગણતરી વડે મપાતાં મુસલમાન જનતાના સંસર્ગ વડે પણ, હાથ ધરવો જોઈએ નહીં. જેમને આપણે મહાસભામાં ખેંચી લાવીએ છીએ તેમાંના ઘણા મુસલમાનો ગમે તેટલા ભણેલા કે ધર્મનિષ્ઠ હોવા છતાં પોતાની જાત ગુમાવી બેસે છે. ગાંધીજી મુસલમાનોમાં જે જાતનો આમ-સંસર્ગ ઇચ્છે છે, તે તો રોજબરોજ કલાકે કલાકે બહુમતી કોમ વડે લઘુમતી કોમની સત્ય અને ન્યાયની ભાવનાથી — નહીં કે રાજકીય સાટાની ભાવનાથી — જે સેવા કરવામાં આવે તેના વડે સાધવાનો છે. અવિશ્વાસ અને શંકા માટે લઘુમતી કોમમાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલાં અને ઐતિહાસિક કારણો છે. એ કારણો કંઈ નોકરી કે હોદ્દાઓના ટકા કે હિસ્સાની વાતોથી, અરે મુસલમાનોને મહાસભાના સભ્યો બનાવીને પણ,

---

૧. સોવિયેટ રશિયાનું, ખેતી અને કારખાનાંના મજૂરોની રાજસત્તાનું પ્રતીક.

દૂર ન કરી શકાય. મુસલમાનોમાં જામી બેઠેલ અવિશ્વાસ અને શંકાઓ દૂર કર્યા વિના, માત્ર સભ્ય બનવા દ્વારા જ જો મુસલમાનોને મહાસભામાં જોડાવાનું આમંત્રણ આપવામાં આવે, તો વખત જતાં તેઓ મહાસભામાં જ એક કોયડારૂપ બની જશે; અને મહાસભાની બહાર તેઓ કોયડારૂપ છે તેના કરતાં મહાસભાની અંદર તેઓ વધુ ખરાબ કોયડારૂપ બનશે. તેથી એ પ્રશ્નના ઉકેલ માટે આજે તો ગાંધીજીનો માર્ગ જ વધુ ડહાપણભર્યો માર્ગ દેખાય છે; અને તે માર્ગ ગાંધીજી અહિંસા અને સત્યરૂપી પોતાના મૂળભૂત સિદ્ધાંતોમાંથી તારવી કાઢે છે.

પછી કિસાનો અને ઔદ્યોગિક મજૂરોના પ્રશ્નો છે. એ પ્રશ્નો પણ વર્ગ-દ્વેષ અને વર્ગ-યુદ્ધની ભાવનાથી હલ કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. જ્યારે આપણે પરદેશી રાજ્યરૂપી મોટા ઝઘડાનો નિકાલ અહિંસા અને સત્યરૂપી શસ્ત્રો વડે લાવવા ઇચ્છીએ છીએ, તો પછી આપણા આંતરિક ઝઘડાઓનો નિકાલ બીજાં કોઈ શસ્ત્રોથી લાવવાનું આપણે કેવી રીતે ઇચ્છી શકીએ? એ પ્રશ્નોનો ઉકેલ જો આપણે હિંસા દ્વારા લાવવા ગયા, તો પછી આપણે આર્થિક અને રાજકીય દૃષ્ટિએ પરદેશીઓના હાથમાં જ રમકડું બની રહેવાના. સ્પેનનો આંતરવિગ્રહ[1] જે આટલો ભયંકર રીતે લંબાયા કરે છે, તેના મૂળમાં પરદેશીઓની અસર અને દરમ્યાનગીરી છે એમ જ મનાય છે. અને હિંદુસ્તાનમાં તો સ્પેન કરતાં પણ પરદેશીઓની અસર બ્રિટિશ શાહીવાદના રૂપમાં વધુ ઊંડાં મૂળ ઘાલી બેઠેલી છે. તેથી કરીને પરદેશીઓ આપણા વર્ગ વર્ગ વચ્ચેના ઝઘડાઓનો વધુ અસરકારક રીતે ફાયદો ઉઠાવી શકે. તેને પરિણામે જે અરાજક પ્રવર્તે, તે તો સ્પેન કરતાં પણ વધુ ભયંકર અને ખાનાખરાબી કરનારું નીવડે. કોઈ પણ સમજુ દેશભક્ત અથવા માનવપ્રેમી આજે એ પરિભાષામાં બોલે એ જ નવાઈભરેલું છે. પરંતુ દુ:ખની વાત એ છે કે, આદર્શવાદીઓ પોતાના વાદોની એવી ધૂન લઈ બેઠા છે તથા એવા અધીરા બની ગયા છે કે, તેઓ માનવદુ:ખ અને વેદનાની કિંમત મધ્યયુગના ખ્રિસ્તી દેવળતંત્રના પવિત્ર ધર્મગુરુઓની પેઠે બહુ ઓછી આંકે છે. તે લોકોએ શૂળી ઉપર ડાકણો, નાસ્તિકો

---

૧. ૧૯૩૮ નો.

અને કેટલીક વાર તો પોતાના સંઘના નિઃશંક સંતોને પણ જીવતા બાળી મૂક્યા હતા! તે ખ્રિસ્તી ધર્મગુરુઓના જ નવા અવતારસમા આ લોકો એમ માને છે કે, તેઓ માનવજાતિના આત્માને શોષણ, મૂડીવાદ અને શાહીવાદમાંથી બચાવી રહ્યા છે; અને તે વસ્તુઓનો નાશ કરવા જતાં જે કતલ તેમને ચલાવવી પડે, તેના કરતાં પેલી વસ્તુઓ કેટલાય ગણી વધુ વિનાશક છે. તેથી કરીને તેઓ માને છે કે, મનુષ્યોનાં દુઃખ અને વેદનાની દૃષ્ટિએ એ સંગ્રામની કિંમત મૂલવવા બેસવું એ કાયરતા છે; ભલે પછી એ દુઃખ અને વેદના તેઓ જેમને બચાવવા માગે છે તેમને જ વેઠવાં પડતાં હોય! આવા પુણ્ય-પ્રકોપ સામે કોણ દલીલ કરી શકે? એના પક્ષકારો ઘણી વાર પેલા ખ્રિસ્તી ધર્મગુરુઓ જેટલા જ હેતુની બાબતમાં પવિત્ર તથા બીજી બાબતમાં સંત જેવા જ હોય છે. ખરેખર, નરકના માર્ગને શુભ હેતુઓની જ ફરસબંધી હોય છે એમ જે કહેવામાં આવે છે, તે કેટલું સાચું છે! તેમ છતાં, પોતાની નિર્ણય કરવાની શક્તિ બાબત માણસે વધુ નમ્ર બનવું જોઈએ, અને પરિણામે હિંસા તરફ ઓછા ઢળવું જોઈએ. કારણ કે, પોતાનો નિર્ણય જો ભૂલભરેલો હોય, તોપણ જો પોતે અહિંસક માર્ગ અખત્યાર કર્યો હોય, તો માત્ર આપણી જાતને જ નુકસાન વેઠવું પડ્યું હોય છે.

તેથી કરીને, જ્યાં સુધી જીવન અને સુધારણા માટેની ગાંધીજીની યોજનાને લાગેવળગે છે ત્યાં સુધી, કિસાનો અને કારખાનાંના મજૂરોનો પ્રશ્ન પણ ગાંધીજીના અહિંસા, સત્ય અને ન્યાયરૂપી મૂળભૂત સિદ્ધાંતોમાંથી નીપજતી પદ્ધતિ વડે જ ઉકેલાવો જોઈએ. અને હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમાં તો એ પદ્ધતિ જ સૌથી વધુ વ્યવહારુ અને વાસ્તવિક નીવડે તેમ છે.

આમ આપણે જોઈ આવ્યા કે, નીતિ અને કાર્યક્રમ વચ્ચે આંતરિક સંબંધ હોય છે એટલું જ નહીં, પણ જુદા જુદા કાર્યક્રમોય અરસપરસ એકબીજા સાથે અંગાંગીભાવથી જોડાયેલા અને સંબંધવાળા છે; અરે, એક એક કાર્યક્રમની જુદી જુદી વિગતો પણ એક જ આખી વસ્તુનાં જુદાં જુદાં અંગરૂપ છે. તેથી કરીને તેમને મરજીમાં આવે તેમ કાપી–છેદીને તેમના વિભાગો પાડી ન શકાય, તેમ જ તેમાંથી

એકનો સ્વીકાર અને બીજાનો અસ્વીકાર ન કરી શકાય. બધા કાર્યક્રમો અરસપરસ સંબદ્ધ રીતે જ સ્વીકારાવા જોઈએ, તથા તેમને નીતિના મૂળભૂત સિદ્ધાંતોરૂપી તેમનાં મૂળથી જુદા પાડવા ન જોઈએ.

આમ સિદ્ધાંતની બાબતમાં એકતા, તથા તેમની વ્યાવહારિક યોજનાઓમાં વ્યાપી રહેતી એકતાને કારણે ગાંધીજીનો કાર્યક્રમ એક આખી વસ્તુ બની રહે છે. તેનાથી તે વસ્તુ પોતાની વિશિષ્ટ ભાવનાઓવાળી એક સંપૂર્ણ ફિલસૂફી બની રહે છે. એ ભાવનાઓનું સ્વરૂપ ક્રાંતિકારી છે. તેઓમાં રહેલું ક્રાંતિકારક તથા પ્રાણપૂરક તત્ત્વ ઘણીવાર વિરોધી ટીકાકારોના ખ્યાલ બહાર રહી જાય છે; તેઓ અહિંસાની નીતિથી ભરમાઈ જાય છે. હિંસા એ કાંઈ ક્રાંતિનું હાર્દ નથી. ક્રાંતિનું હાર્દ તો જીવનના અમુક સિદ્ધાંતો કે જેમને અધ્યાત્મવાદીઓ શાશ્વત તત્ત્વો કહે છે, તેમના ઉપર રચાયેલાં નવાં મૂલ્યો છે. આધુનિક જમાનામાં શાશ્વત શબ્દ અવૈજ્ઞાનિક જેવો લાગવા સંભવ છે. પરંતુ વિજ્ઞાનશુદ્ધ સમાજવાદીઓ, માકર્સવાદીઓ અને બોલ્શેવિકો અહિંસાની શાશ્વતતાનો ભલે ઇનકાર કરે, તોપણ તેઓ સત્ય અને ન્યાય જેવા સિદ્ધાંતો,— ભલે પછી તે ગમે તેવાં બદલાતાં બાહ્ય સ્વરૂપો અને અચારોમાં મૂર્તિમંત થયા હોય તોપણ,— શાશ્વત સિદ્ધાંતો છે અને આ પૃથ્વીગ્રહ ઉપરનાં માનવોના આપણે જાણીએ છીએ તે બધા સામાજિક વ્યવહારના પાયામાં રહેલા છે, એની તો ના નહીં પાડે.

સિદ્ધાંતો અને કાર્યક્રમો મોજૂદ હોય, તો પછી સફળ ક્રાંતિ માટે વધુ એક બાબતની જરૂર રહે છે; અને તે પેલા સિદ્ધાંતોના અવતારસમા પ્રાણપૂરક નેતાની. ક્રાંતિઓ કંઈ મત ગણવાની યુક્તિથી સધાતી નથી, કે માત્ર લોકોનાં ટોળાંથી સધાતી નથી (front populaire); પરંતુ આદર્શની સિદ્ધિમાં કોઈ પણ કિંમતને અતિ મોટી ન ગણનારી દૃઢનિશ્ચયી નેતાગીરી હેઠળ સીધા ધસી જવાથી સધાય છે. આમ મૂળભૂત સિદ્ધાંતો અને તેમના કાર્યક્રમો હોય અને સમર્થ નેતા હોય, તો કોઈ પણ ક્રાંતિ સફળ નીવડે, એમ સિદ્ધાંતની દૃષ્ટિએ કહી શકાય. પરંતુ વ્યવહારમાંની સફળતા તો, બીજા હજાર અનુકૂળ સંજોગોનો અરે અકસ્માતોનો મેળ થવો, તથા ફરી કદી પાછી

ન આવે તેવી તર્કોનો યોગ્ય ઉપયોગ થવો, વગેરે બાબતો ઉપર આધાર રાખે છે.

ગાંધીજીની જીવનયોજનામાં મૂળભૂત સિદ્ધાંતોની ઊણપ નથી, કે કાર્યક્રમની ઊણપ નથી, કે જીવતા સમર્થ નેતાની ઊણપ નથી. તેથી કરીને જ કદાચ તેમની કેટલીક યોજનાઓ ગમે તેટલી અવ્યવહારુ અને જમાના સાથે મેળ વગરની દેખાતી હોવા છતાં, તેઓમાં વિચિત્ર જીવરાપણું હોય છે. છેવટે ક્રાંતિઓ કાંઈ કહેવાતી સ્થૂલ બીનાઓ અને વસ્તુસ્થિતિ ઉપર જ રચાતી નથી. ક્રાંતિઓ જે વસ્તુસ્થિતિને લેખામાં લે છે તે માત્ર બાહ્ય ભૌતિક વસ્તુસ્થિતિ જ નથી હોતી. અસરકારક રીતે વાસ્તવિક નીવડવા માટે તેમણે પોતાની અંદર કલ્પના, ઉત્સાહ, શ્રદ્ધા દીર્ઘદૃષ્ટિ અને તેવી બીજી અનેક માનસિક તેમ જ નૈતિક વસ્તુસ્થિતિઓનો પણ સમાવેશ કરવો જોઈએ. દાખલા તરીકે, લેનિન અને તેના અનુયાયીઓએ લક્ષમાં રાખેલી વસ્તુસ્થિતિમાં કલ્પના, ધગશ, ઉત્સાહ, શ્રદ્ધા અને દીર્ઘદૃષ્ટિનો અભાવ હોય, તો બૉલ્શેવિક ક્રાંતિમાં શું બાકી રહે?

આમ, ગાંધીજીની ફિલસૂફી એ સ્થૂલ બીનાઓ અને વસ્તુસ્થિતિ ઉપર રચાયેલી સંપૂર્ણ ક્રાંતિકારક ફિલસૂફી છે. તેનો કોઈ ભાગ છૂટો અસંબદ્ધ નથી. આને કારણે જ સિદ્ધાંતની દૃષ્ટિએ એ એક પરિપૂર્ણ તત્ત્વસિદ્ધાંત ન હોવા છતાં, તે મિશનરીની ધગશ અને ઉત્સાહથી ધીકતા અને તેજસ્વી તથા જ્વલંત શ્રદ્ધા અને અદમ્ય સંકલ્પશક્તિ સહિત વાસ્તવિકતાની પકડવાળા લોકોને ખેંચી શકે છે. હિંદી વિનીતો અને સમાજવાદીઓ તેની આ બાજુને સમજી શકતા નથી. સમાજવાદીઓ ગાંધીજીની ફિલસૂફીમાં જે પ્રાણબળ પ્રગટ થતું હોય છે, તથા આમજનતા ઉપર તેનો જે પ્રભાવ હોય છે, તે જોઈને દિગ્મૂઢ થઈ જાય છે. અરે, તેમની દલીલોમાં જે તર્કનો અભાવ પ્રત્યક્ષ દેખાતો હોય છે, તે જ જાણે લોકોમાં વધુ પ્રતીતિકારક નીવડે છે! તેનું કારણ શું? એ જ કે, ગાંધીજી હંમેશાં સુસંગતતા અને શાસ્ત્રીય તર્કશુદ્ધતાનો ભોગ આપી પ્રાણપૂરક અને ક્રાંતિકારી નિરૂપણ કરવાનું વધુ પસંદ કરે છે. એ જ માણસ કે જેણે એક વાર એમ જાહેર કર્યું હતું કે,

ધારાસભાઓમાં જવું એ પાપ છે, તે જ માણસે બીજી વેળા ધારાસભાઓમાં જવાની હિમાયત કરી એટલું જ નહીં, પણ પ્રધાનપદોનો પણ સ્વીકાર કરાવ્યો. કેવી વિચિત્ર વિસંગતતા, અને છતાં કેવી દીર્ઘદૃષ્ટિ અને સાચી વસ્તુસ્થિતિની સમજ! અને તેમને ઉતાવળ પણ કેટલી હોય છે! પ્રધાનો પોતાનાં પદો ઉપર ચડયા ન ચડયા એટલામાં તો ત્રણ વર્ષમાં કરવાની સંપૂર્ણ દારૂબંધીની, અને પોતાની છેક અપૂર્વ એવી કેળવણીની પદ્ધતિવાળી યોજનાઓ સાથે તે તૈયાર થઈ ગયા! કહેવાતા ઉદ્દામવાદીઓ પોતાની કશી યોજનાઓ તૈયાર કરી શકયા નહીં. પરિણામે દારૂબંધી અને કેળવણી બાબત તેમના વિચારો ગમે તે હતા, છતાં તેમને ગાંધીજીની હરોળમાં બેસી જવું પડયું.

તેથી ઉદ્દામવાદીઓ અને સમાજવાદીઓ હમેશને માટે એક વાર સમજી લે કે, તેઓને જે વસ્તુનો સામનો કરવાનો છે, તે કાંઈ ઘસાઈને જીર્ણ થઈ ગયેલું તત્ત્વજ્ઞાન નથી, કે સામાજિક અને રાજકીય પ્રગતિની વિરોધી એવી કોઈ વસ્તુ નથી, કે મવાલોના ડહાપણવેડા અને ઘડપણ નથી. તેઓને જે વસ્તુનો સામનો કરવાનો છે, તે તો એક ક્રાંતિ છે – સજીવ અને સક્રિય શ્રદ્ધા છે, કે જેના ગાંધીજી મૂર્તિમંત અવતાર છે. તેઓ એ પણ જાણી લે કે, તેઓ મનસ્વીપણે ગાંધીજીના કાર્યક્રમની વિગતોને કાપી લઈને બીજા આદર્શવાદો ઉપર ચોંટાડી નથી શકતા. તેઓ તોલાભર અહિંસા લઈને તેમાં ઘડીભર બોલ્શેવિઝમ ઉમેરી નથી શકતા. એ જાતની કાર્યસરણિ કશું પરિણામ લાવી નહીં શકે, તે નિષ્ફળ જ નીવડશે. દાખલા તરીકે, તેઓ એક મોંએ અહિંસાની વાતો કરે, અને બીજે મોંએ પાશ્ચાત્ય દેશોની રીત મુજબની કિસાન ચળવળો અને ઔદ્યોગિક ઝઘડાઓને ઉત્તેજન આપે; અને કહે કે, એ ઝઘડા તો કયારના મોજૂદ છે જ, અમે તેમને કંઈ ઊભા કર્યા નથી — તો એ બરોબર નથી. જો તેઓ નીતિ તરીકે પણ અહિંસાને સ્વીકારતા હોય, તો પછી તેઓએ અહિંસા સાથે બંધબેસતી ન આવે એવા બીજા સિદ્ધાંતવાદોની અસર તેમાં ભેળવ્યા વિના તેને પ્રમાણિકપણે અમલમાં મૂકવી જોઈએ. તેઓએ મૂડીદાર અને મજૂરો વચ્ચે તથા ખેડૂત અને જમીનદારો વચ્ચે જે મેળનાં તત્ત્વો છે તેમને ખોળી કાઢવાં

કાઢવાં જોઈએ, અને અહિંસક યુદ્ધની સલાહ આપતા પહેલાં શાંતિમય સમાધાનીની બધી શક્યતાઓ અજમાવી જોવી જોઈએ. તેઓએ ગાંધીજીના સિદ્ધાંતો લઈને તેમને માર્ક્સવાદની પાછળ પૂંછડા તરીકે ચોટાડી દેવા ન જોઈએ. સમાજવાદીઓ કદાચ નહીં જાણતા હોય, પરંતુ અહિંસાની તેમણે કરેલી હિમાયત એ જાણે 'પોલિસી રમવા' ખાતર કરી હોય તેવી ઉપર ઉપરની દેખાય છે. ખાનગી વાતચીતમાં કે જાહેર સભાઓમાં તો તેઓ ઘણી વાર હિંસાની હિમાયત કરવામાં કે તેનો બચાવ કરવામાં ઊતરી પડે છે. છેવટે તો દરેક રાજકીય કાર્યકર્તા કબૂલ કરે છે કે, આજે હિંદુસ્તાનમાં હિંસક ક્રાંતિની વાત એ ખાલી સૈદ્ધાંતિક અગત્ય ધરાવે છે. તો પછી શા માટે તેમની ખાનગી કે જાહેર વાતચીતોમાં અવારનવાર હિંસાની વાત ડોકિયું ઊંચું કર્યા કરે છે? તેનું કારણ એ કે અહિંસાનો તેમના સિદ્ધાંતવાદ સાથે મેળ ખાતો નથી. તેઓ પોતાની જાતને રાજકીય દૃષ્ટિએ સંમાનિત ઠરાવવા માટે ખાદી પહેરે છે; તોપણ ખાદી પ્રત્યે તેમને કશો આદરભાવ હોતો નથી. તેઓ ગ્રામઉદ્યોગની વાત કરતા નથી; કારણ કે તેઓને તે ઉદ્યોગો પ્રત્યે કશો ઉમળકો હોઈ શકતો નથી. પોતાની કોઈ ખાસ યોજના ના હોવાથી તેઓ વર્ધાની પાયાની કેળવણીની યોજનાનો સ્વીકાર કરશે; પરંતુ તેમાં તેઓ એટલી બધી કાટછાંટ કરશે કે પછી તે કશા કામની નહીં રહે. તેઓએ જાણી લેવું જોઈએ કે, ગાંધીવાદનો આ જાતનો તકવાદી સ્વીકાર કરવાથી તેઓ પોતાના સિદ્ધાંતવાદને કે કાર્યક્રમને મજબૂત નથી જ કરતા; ઊલટું, આગેવાનોને નહીં તો તેમના બીજા સામાન્ય અનુયાયીઓને તો અવશ્ય હાનિ પહોંચાડી રહ્યા છે. વળી તેઓ એટલું જાણી લે કે, આજે દુનિયામાં બે આદર્શવાદો અને બે ક્રાંતિકારી સિદ્ધાંતો છે: એક ગાંધીજીએ જેની હિમાયત કરી છે તે; અને બીજો માર્ક્સના વાદમાંથી ઊતરી આવેલો અને બોલ્શેવિકોએ અમલમાં મૂકેલો. આ બે આદર્શ-વાદોનો મેળ ખાય તેમ જ નથી. કારણ કે તેઓ એકબીજાથી સદંતર વિરોધી એવા નીતિસિદ્ધાંતો અને જીવનફિલસૂફીઓ ઉપર રચાયેલા છે. એકમાં જે સારું મનાય છે, તે બીજામાં નથી મનાતું. એક જેને પ્રશંસાપાત્ર ગણે છે, તેને બીજો નિંદ્ય ગણે છે. એકના મત પ્રમાણે ગાંધીજી આ જગતમાં પ્રગતિ

અને શાંતિ માટે કામ કરતું બળ છે; બીજાના મત પ્રમાણે તે જાણે અજાણ્યે પ્રગતિનો રોધ કરનારું તથા કચડાયેલાના શોષણ માટે કામ કરતું બળ છે, અર્થાત્ ગાંધીજી ઉપલા વર્ગો, મૂડીદારો, જમીનદારો અને રાજામહારાજાઓના મિત્ર છે. આ બે મતો વચ્ચે જે ભેદ છે, તેને ધ્યાનમાં ન લેવો એ નિરર્થક છે. એકબીજાની ફિલસૂફી પાછળ સમાયેલા પૂરેપૂરા મુદ્દાઓ તરફ દુર્લક્ષ કરવાથી એકે પક્ષને લાભ થાય તેમ નથી. એકતા અને આમજનતાના મોરચાની વાત કરવી એ બરાબર છે. પરંતુ કોઈ જોસીલો કાર્યક્રમ અમલમાં મૂકવાનો હોય, અને એક યા બીજા પ્રકારની ક્રાંતિ મચાવવાની હોય, ત્યારે સલાહમસલતની બાબતમાં જ મતભેદ, વિરોધી વફાદારીઓ, અને શિથિલ સંગઠનથી તે ન બને.

તો પછી દરેક પોતાની શ્રદ્ધાને વળગી રહે; દરેક પક્ષ પોતાના જ કાર્યક્રમને અમલમાં મૂકે. તેમ કરવામાં ઝઘડો ઊભો થાય તો તેને અનિવાર્ય ગણવો જોઈએ. છેવટે પણ જો એક પક્ષ અહિંસાને વળગી રહે, તો આપણને થોડા વખત ઉપર ચીનમાં મચેલો અને આજે સ્પેનને વીંખી રહેલો આંતરવિગ્રહ તો જોવાનો નહીં જ રહે. આવી પરિસ્થિતિઓનો નિકાલ લાવવા માટે અહિંસક પદ્ધતિએ વિશિષ્ટ વ્યૂહરચના ઊભી કરેલી છે. ભૂતકાળમાં સફળતાપૂર્વક તેવી પરિસ્થિતિઓનો નિકાલ લાવવામાં આવ્યો છે અને આજે પણ આંતરવિગ્રહ વગર જ તેમનો નિકાલ તે જ પ્રમાણે લાવી શકાય. તેથી કરીને અમુક આદર્શવાદને રાષ્ટ્રીય પુનરુજ્જીવનના કામમાં નિર્વિઘ્ને પોતાનો હાથ અજમાવવા દેવામાં કાંઈ મોટું જોખમ નથી. છેવટે તો ગાંધીજી અને માર્ક્સવાદીઓનું લક્ષ એક જ છે, અને તે એ કે, બધા પ્રકારના શોષણમાંથી મુક્તિ. તફાવત માત્ર સાધનોની બાબતોમાં અને જીવનફિલસૂફીની બાબતમાં છે. તે બે વચ્ચે તકરાર થાય, તોપણ તેને મિત્રાચારીભરી હરીફાઈ જ બની રહેવા દેવી જોઈએ. પરંતુ તેવી હરીફાઈ તો સત્ય અને અહિંસાના સિદ્ધાંતોના સ્વીકાર વડે શક્ય બને. માર્ક્સવાદીઓ પોતાના સિદ્ધાંતોમાં તેટલો આવશ્યક ફેરફાર કરી લેવા તૈયાર છે ખરા? જો તેઓ તેમ કરી શકે, તો પછી તેમને પોતાની અને ગાંધીજીની વચ્ચે કશો ઝાઝો તફાવત નહીં દેખાય. તેઓ પછી ગાંધીજીના કાર્યક્રમને વધુ સમજી

શકશે અને તેની કદર કરી શકશે એટલું જ નહીં પણ તેઓ તેમની યોજનામાં ભળી જશે, તથા હિંદુસ્તાનમાં સત્ય અને અહિંસાના સિદ્ધાંતો સાથે વરેલો એવો સમાજવાદ સ્થાપવામાં મદદ કરશે. કારણ કે ઝઘડો, લડાઈ અને હિંસા કરતાં એ સિદ્ધાંતો જ હિંદુસ્તાનના લોકોની પ્રકૃતિને વધુ અનુરૂપ હોય તેમ દેખાય છે. ઉપરાંત અહિંસા અને સત્યની આજે માનવજાતને સૌથી વધુ જરૂર છે.

આમ આપણે જોઈ આવ્યા કે, ગાંધીજીની ફિલસૂફી અમુક સિદ્ધાંતો ઉપર રચાયેલી છે. એ સિદ્ધાંતો અનુસાર તેમણે વ્યક્તિ તેમ જ પ્રજાસમસ્તની દોરવણી માટે રચનાત્મક કામકાજ તેમ જ લડાઈ માટેનો સળંગ કાર્યક્રમ તારવી કાઢ્યો છે. એ સિદ્ધાંતો અને એ કાર્યક્રમ વચ્ચે આંતરિક સંબંધ છે. તે બંને મળીને એક આખી વસ્તુ બને છે. આખી પ્રજા તેમ જ દરેક પ્રજાજન પાસે તેઓ અમુક ખાસ પ્રકારના ચારિત્ર્યની અપેક્ષા રાખે છે. એ ચારિત્રને અનુલક્ષીને કેળવણીની એક નવી યોજના વિચારી કાઢવામાં આવી છે. રાજકીય ક્ષેત્રમાં સત્ય અને અહિંસાથી શરૂઆત કરીને ગાંધીજીએ રેંટિયા અને ખાદીની, અસ્પૃશ્યતાનિવારણની, હિંદુ–મુસ્લિમ ઐક્યની, સ્ત્રી-સ્વાતંત્ર્યની (પાશ્ચાત્ય અર્થમાં શારીરિક જીવન જીવવા માટેની સમાન તકોના પાયા ઉપર ઊભું કરેલું સ્ત્રી-સ્વાતંત્ર્ય નહીં, પરંતુ સમાજસેવા અને તે દ્વારા વૈયક્તિક વિકાસની સમાન તકોના પાયાવાળું સ્ત્રી-સ્વાતંત્ર્ય), તથા જૂના ગ્રામોદ્યોગો સજીવન કરવાની તેમ જ નવા શરૂ કરવાની યોજનાઓ તારવી કાઢી છે. તે બધામાંથી આગળ વધતાં વધતાં તેઓ હવે કેળવણીની આ નવી યોજના ઉપર આવ્યા છે. કેળવણી છેલ્લી આવી છે, અને એ સ્વાભાવિક છે. કારણ કે કેળવણી હંમેશાં વ્યવહારને અનુસરે છે. પરંતુ એ કેળવણી આગળ ગયેલી બધી બાબતો માટે, અર્થાત્ જીવનની સળંગ વ્યવસ્થા માટે છે. તેનો હેતુ બધા શોષણથી મુક્ત એવા આ ન્યાયી અને નીતિમય સમાજમાં બાળક ભવિષ્યમાં જે સ્થાન લેવાનું છે, તે માટે તેને તૈયાર કરવાનો છે. એવા સમાજની આવશ્યકતાઓને અનુલક્ષીને તેના ચારિત્રનું ઘડતર કરવા માટે તે છે. ગાંધીજીની સામાજિક–રાજકીય ઇમારતોનો તે ટોચ-કળશ છે.

# પુરવણી

**[બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં લેખકે રજૂ કરેલી વધુ વિગતો]**

આ ચોપડી લખાઈ રહી ત્યાર બાદ કેટલાક હિંદી પ્રાંતોમાં તેમ જ દેશી રાજ્યોમાં આ નવી પદ્ધતિ અંગે અખતરાઓ કરવામાં આવ્યા છે. સાતે વર્ષનો પૂરો અભ્યાસક્રમ ક્યાંય અજમાવવામાં નથી આવ્યો, તેમ છતાં કસોટીભર્યા સમયોમાં અને મુશ્કેલીભર્યા રાજકીય સંજોગો હેઠળ જે કંઈ થઈ શક્યું છે, તે આ નવી યોજનાની શક્યતાઓ બાબત કાંઈક ખ્યાલ જનતાને આપવા માટે પૂરતું છે.

આ યોજના ૧૯૩૯માં અખતરા માટેના પગલા તરીકે કોંગ્રેસી પ્રધાનમંડળોએ પોતાની હકૂમત હેઠળના પ્રાંતોમાં દાખલ કરી હતી. પરંતુ થોડા વખત બાદ તે પ્રધાનમંડળોને બ્રિટિશ સરકારની યુદ્ધ-નીતિના વિરોધ તરીકે હોદ્દાઓનો ત્યાગ કરવો પડ્યો. એનાથી માત્ર અખતરા તરીકેના પગલા તરીકે સ્વીકારવામાં આવેલી આ યોજનાની પ્રગતિમાં સ્વાભાવિક રીતે જ ફેર પડી ગયો. ગાંધીજી અને કોંગ્રેસના નામ સાથે જોડાયેલી યોજનાને નવી હકૂમત હેઠળ ઉત્તેજન મળે એવું ભાગ્યે બની શકે. છતાં, એ અખતરાને સદંતર જ પડતો મૂકવામાં ન આવ્યો એનું કારણ એ હતું કે, હિંદી સરકારના કેળવણી વિષયક મધ્યવર્તી સલાહકારક મંડળે તેના મુખ્ય સિદ્ધાંતો મંજૂર રાખ્યા હતા. પરંતુ એક નવો અને અણઅજમાવેલો અખતરો, કે જેના મૂળભૂત સિદ્ધાંતોનો સામાન્ય રીતે સ્વીકાર થયો નથી કે કદર થયેલી નથી, તેવા અખતરાને સફળ બનાવવા માટે જે ઉત્સાહ અને જોમથી કામ કરવું જોઈએ, તે ઉત્સાહ અને જોમ સાથે તેનો અમલ ન જ થાય. કોઈ પણ નવી યોજના એ તો એક કુમળા રોપા જેવી કહેવાય; તેને સક્રિય વિરોધના બળતા પવનોથી જેમ પૂરેપૂરું સંરક્ષણ મળવું જોઈએ, તેમ અવજ્ઞાની હિમાળુ ટંડીથી પણ તેને બચાવતા રહેવું જોઈએ. તોપણ, સરકારી અમલદારોનો વિરોધ અને અવજ્ઞા હોવા છતાં, આ અખતરો પ્રગતિ સાધી શક્યો છે; અને જ્યાં તેનો ભાવનાપૂર્વક અમલ થયો

છે, ત્યાં તેણે એવાં પરિણામ બતાવ્યાં છે કે જે સ્વતંત્ર હિંદમાં ભવિષ્યમાં થનારા તેના સ્વીકાર માટે ભવિષ્યવાણીરૂપ નીવડે.

હિંદુસ્તાની તાલીમ સંઘના ૧૯૩૯ના વર્ષ માટેના વાર્ષિક અહેવાલમાં જણાવ્યું છે તેમ, અમલદારવર્ગની સામાન્ય અવજ્ઞા અને વિરોધ હોવા છતાં, બિહાર પ્રાંતમાં "અભ્યાસક્રમમાં રજૂ કરેલી મુખ્ય રૂપરેખાઓ અનુસાર આ અખતરાને યોજનાસર સંપૂર્ણ રીતે અમલમાં મૂકવા માટે હાર્દિક પ્રયત્ન કરવામાં આવ્યો છે. . . . તે માટે સાત વર્ષનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે. . . . અને તેને કંઈ પણ અનિશ્ચિતતા, ડામાડોળપણું કે નીતિના ફેરબદલા વિના અમલમાં મૂકવામાં આવે છે." તેનાં શાં પરિણામ આવ્યાં છે?

બિહાર સરકારે માર્ચ, ૧૯૪૩માં એ અખતરાનાં પરિણામો આંકવા માટે નીમેલા નિરીક્ષકોના મંડળે રજૂ કરેલા અહેવાલમાંથી આપણે અહીં કેટલાક ઉતારા ટાંકીએ:

"મંડળે પ્રથમ લક્ષ બાળકોની સ્વચ્છતાની તપાસ ઉપર આપ્યું. પહેલાંનાં વર્ષો કરતાં વિદ્યાર્થીઓની શારીરિક સ્વચ્છતાના ધોરણમાં ચોખ્ખો સુધારો જણાતો હતો, એ જોઈ અમે રાજી થયા. અમારી મુલાકાત અંગે એ બાબતમાં ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો હોય એમ બનવું સંભવિત છે. . . . પરંતુ એ ઉઘાડું હતું કે, અભ્યાસક્રમના જ એક અગત્યના ભાગ તરીકે વિદ્યાર્થીઓની શારીરિક સ્વચ્છતા તરફ પૂરતું લક્ષ અપાતું હતું. . . . અને પાયાની કેળવણીવાળી શાળાના બાળકની પહેલી ખાસિયત એ હોય કે તે સ્વચ્છ હોવું જોઈએ, એ વસ્તુનો સ્વીકાર થયેલો હતો.

"પછી અમે અમારું ધ્યાન વિદ્યાર્થીના સામાન્ય શારીરિક વિકાસ ઉપર આપ્યું. . . . આ અખતરા માટે જે ખાસ પ્રદેશ પસંદ કરવામાં આવ્યો છે, ત્યાંના લોકો આળસુ ટેવો માટે નામીચા છે, અને ઘર કે ગામના વાતાવરણમાં બધી વસ્તુઓ શાળાની અસરને ધોઈ કાઢે તેવી હોઈ, તેને મદદ કરે તેવી બહુ ઓછી હોય છે. આ બધું લક્ષમાં રાખીને, અમે ચોક્કસપણે એમ જરૂર કહી શકીએ કે, પાયાની કેળવણીને પરિણામે વિદ્યાર્થીઓના શારીરિક વિકાસમાં તેમ જ તેમની

ટેવોમાં ખાસો સુધારો થયેલો છે. બાળકો ચપળ, કામગરાં, અને હોંસીલાં દેખાય છે; તથા કામકાજ તેમ જ રમત દરમ્યાન તેમની હિલચાલો પ્રયોજનસર તેમ જ મેળભરી હોય છે; તેઓ તેમના કપડાં સુઘડ રીતે પહેરે છે, અને શાળા બહારનાં ઘોઘા જેવાં છોકરાંને હિસાબે ટટાર રહેતાં હોય છે. . . .

"પછી અમે આ અખતરાની શાળાનાં બાળકોના બૌદ્ધિક વિકાસ ઉપર થયેલી અસર શોધી કાઢવા પ્રયત્ન કર્યો. આ તપાસ અમે બે દૃષ્ટિબિંદુથી કરી. એક તો અભ્યાસક્રમના જુદા જુદા વિષયો તેમ જ આખા અભ્યાસક્રમને હિસાબે; અને બીજી માનસિક વલણો અને ટેવોના ઘડતરને હિસાબે. . . . . પહેલા મુદ્દાની બાબતમાં, એ બાળકોમાં માનસિક ચપળતા અને પદ્ધતિસર કામકાજ ચોખ્ખાં દેખાઈ આવતાં હતાં. તેમની નિરીક્ષણશક્તિનો પણ વિકાસ થયેલો હતો. પરંતુ તપાસ કરવાની— પૂછપરછ કરવાની ભાવના તેમનામાં પૂરતા પ્રમાણમાં ઉત્તેજિત કરવામાં આવી હોય તેમ જણાયું નહીં. અમે બે શાળાઓમાં બાળકોનાં જૂથોને ભેગાં મળીને પૂરાં કરવાનાં બે ઉદ્યોગ-કામો આપ્યાં. બાળકોની ઉંમર અને અભ્યાસને હિસાબે એ કામોનું આયોજન અને અમલ તેમણે સંતોષકારક રીતે પાર પાડી બતાવ્યાં. ચોથા ધોરણના ૩૦ વિદ્યાર્થીઓને પ્રમાણમાં એક મોટું ઉદ્યોગ-કામ કરવા માટે આપવમાં આવ્યું હતું. વિદ્યાર્થીઓએ પોતે જ કરેલી ગણતરી મુજબ પોતાની કુલ આયોજનાનો ૫૭ ટકા જેટલો હિસ્સો તેમણે પાર પાડયો હતો.

"હવે અમે ઉદ્યોગને મધ્યમાં રાખી અપાતી કેળવણીના સ્વાભાવિક પરિણામરૂપે વિદ્યાર્થીઓમાં કઈ ટેવો અને વલણો ઘડાય છે, એ વધુ સૂક્ષ્મ પ્રશ્ન ઉપર આવીએ છીએ. . .

"બાળકોમાં વૈયક્તિક પ્રામાણિકતાનું ધોરણ ધીરે ધીરે ઊંચું આવતું જતું હતું એમાં શંકા નથી. . . એકબીજાની માલકીની વસ્તુઓ ચોરી લેવાની દાનત નથી રાખવામાં આવતી એટલું જ નહીં, પણ એવા દાખલાઓ છે કે જેમાં એક શાળાનાં બાળકોએ બીજી શાળાની ખોવાયેલી વસ્તુઓ પાછી સોંપી છે. કંગાલિયત માટે ચારે તરફ વગોવાયેલા પ્રદેશ માંટે આ એક ધ્યાનપાત્ર બીના ગણાય. . . ."

એ અહેવાલમાં વધુ ઉમેર્યું છે :

"શાળાકીય જીવનની બાબતમાં કહીએ તો, અમને બાળકો અને શિક્ષકોને કામ કરતાં જોવાની ઘણી તકો મળી હતી, અને અમને સંતોષ થયો છે કે, શાળાનો કાર્યક્રમ એવી રીતે ગોઠવવામાં આવ્યો છે કે જેથી બાળકોને સહકારની રીતે મળીને કામ કરવાની અને ભેગી જવાબદારીમાં પોતાને ફાળે આવતો બોજો ઉપાડવાની તાલીમ મળે છે."

બિહારના આ અખતરાના કામકાજ અંગે બહારના સ્વતંત્ર અભિપ્રાયો પણ એવું જ કહે છે. રેવ૦ મધર ક્લેરીસિયા, કે જે પટનાની વિમેન્સ કૉલેજનાં મધર સુપીરિયર તથા પોતે કેળવણીકાર છે, તે લખે છે :—

"ચંપારણ્યના પસંદ કરેલા વિભાગની ૧૩ વર્ધા-શાળાઓની મેં મુલાકાત લીધી. . . મેં જે જોયું તેની મારા ઉપર ભારે અસર પડી. બધા વિદ્યાર્થીઓ જે સાહજિક સ્ફૂર્તિથી કામકાજ કરી રહ્યા હતા, તે મારે માટે એક આશ્ચર્યરૂપ હતું. ઇંદ્રિયોની કેળવણી દ્વારા તેમની શક્તિઓનો જે સર્વતોમુખી વિકાસ થતો હતો, તે એક ભારે સિદ્ધિ હતી. આત્મ-વિકાસ, પોતાના વિચારો વ્યક્ત કરવાની શક્તિ, તથા બદલાતા સંજોગોને અનુકૂળ થવાની આવડત, એ આ તાલીમની કેટલીક મુખ્ય વિશેષતાઓ હતી. કેળવણીના ત્રણ મુખ્ય મુદ્દાઓ — લેખન વાચન અને ગણિત, તેમના ઉપર પણ સંતોષકારક કાબૂ મેળવવામાં આવ્યો હતો. અમારા જવાથી બાળકોમાં ડઘાઈ ગયાનો કે શરમાઈ ગયાનો ભાવ દેખાયો નહીં; પરંતુ બધી જાતના કામકાજમાં હરખભર્યો આનંદ, અને પોતાની હાથમહેનતમાં સ્ફૂર્તિભર્યો ગર્વ વ્યાપેલા જોવામાં આવ્યા. . . . સહકારથી મળીને કામ કરવાની ભાવના તથા પોતાના સાથી આગેવાનના હુકમો અને ખ્યાલોને અનુરૂપ થઈ જવાની તત્પરતા, એ વસ્તુઓ ધ્યાન ખેંચે તેવી હતી. હું અંતઃકરણપૂર્વક માનું છું કે, હિંદુસ્તાનનાં ગામડાંનો ઉદ્ધાર અને આમ-જનતાની નિરક્ષરતાની ચાવી આ 'પાયાની કેળવણી'માં રહેલાં છે. દરેક ગામમાં આ જાતની શાળા કાઢો, અને થોડાં વર્ષમાં તેનાં પરિણામો પોતે જ બોલી ઊઠશે."

આવો જ પુરાવો કાશ્મીર રાજ્યમાંથી પણ મળે છે. ત્યાં તો આ અખતરો ત્યાંના જાહેર કેળવણી ખાતાના ડિરેક્ટર પ્રો. કે. જી. સૈયદૈનની કાળજીભરી દેખરેખ હેઠળ અમલમાં મુકાયો છે. તે પોતે એક શિક્ષણ-શાસ્ત્રી છે, અને પોતાનું કામ બરાબર સમજે છે.

(૧૯૩૮થી૧૯૪૩ સુધીનાં) પાંચ વર્ષો સુધી કરવામાં આવેલા કામકાજનો કાશ્મીરનો અહેવાલ બીજી બાબતો સાથે જણાવે છે :

"શિક્ષકો અને નિરીક્ષક અમલદારો તરફથી મળેલા અહેવાલો બતાવે છે કે, પાયાની કેળવણીની શાળાઓ સામાન્ય રીતે નિશ્ચિત કરેલા સમન્વિત અભ્યાસક્રમને બુદ્ધિપૂર્વક પહોંચી વળી શકી છે, તથા જુદી જુદી શ્રેણીનાં બાળકોએ ઉદ્યોગ તેમ જ સામાન્ય કેળવણીની બાબતમાં જે કુશળતા પ્રાપ્ત કરી છે, તેનું ધોરણ ઉત્સાહપ્રેરક છે. સૂક્ષ્મ નિરીક્ષણ કરી શકે તેવા પ્રખ્યાત કેળવણીકારોએ તેમ જ બીજા સંમાનિત મહેમાનોએ આ શાળાઓની મુલાકાત લીધા બાદ એવી સાક્ષી પૂરી છે કે, આ યોજના પ્રમાણે કેળવણી પામતાં બાળકોમાં બીજી સામાન્ય શાળાનાં બાળકો કરતાં ઘણી વધારે માનસિક ચપળતા અને કેળવણીને લગતી અભિજ્ઞતા જોવામાં આવે છે. કેટલાક દાખલાઓમાં તો, ન ગાંઠે તેવા ગણાતા છોકરાઓ પણ કુશળતાનાં સામાન્ય ધોરણોને ક્યાંય વટાવી ગયા છે. પોતાના વિચારો વ્યક્ત કરવાની શક્તિ અને ગણિતવિદ્યાની બાબતમાં આ વિદ્યાર્થીઓ સામાન્ય રીતે બીજી ચાલુ શાળાઓના વિદ્યાર્થીઓ કરતાં શ્રેષ્ઠ પુરવાર થયા છે. હાથ-ઉદ્યોગ, કે જેનો અમારી પાયાની કેળવણીવાળી શાળાઓમાં કદી સંકુચિત અર્થ સમજવામાં નથી આવતો, તે એટલી હદ સુધી બાળકોમાં ભણવાનો રસ ઉત્તેજવામાં તથા ટકાવી રાખવામાં સફળ નીવડ્યો છે કે, જે માત્ર પુસ્તકિયા કેળવણીના વાતાવરણમાં શકય જ નથી. મજૂરી માટેના એક સપ્તાહ દરમ્યાન પાયાની કેળવણીવાળી શાળાઓના વિદ્યાર્થીઓએ નવા રસ્તા બાંધ્યા છે, જૂના સમાર્યા છે, કૂવા, ઝરણાં અને વાવો સાફ કર્યાં છે, તથા ઘરની મોરીઓ તથા નેવાંના પાણીના નિકાસ માટે ગટરો ખોદી છે."

"હવે આ શાળાઓમાં કામ કરતા શિક્ષકો ઉપર આવીએ. એટલું જરૂર કહી શકાય કે, આ નવી યોજનાની તેમના ધંધાદારી દૃષ્ટિબિંદુ ઉપર સારી પ્રેરક અસર પડી છે. તેઓ સરવાળે વધુ કામગરા, વિચારવંત, તથા લોકોમાં ભળતા બન્યા છે; તેઓ પહેલાં કરતાં પોતાની જવાબદારીઓ વધુ સમજતા થયા છે, તથા કેળવણીને જીવન તથા બાળકોના હિત સાથે વધુ ગાઢ સંબંધમાં લાવવા પ્રયત્ન કરે છે. ધંધાની દૃષ્ટિએ તેઓ વધુ તૈયાર બનતા જાય છે, તથા તાજેતરમાં નવી યોજનાવાળી શાળાઓમાં ફેરવવામાં આવેલી પ્રશ્નમાળાના મળેલા જવાબો ઉપરથી જણાય છે કે, તેઓએ સામાન્ય તેમ જ ઉદ્યોગોને લગતું ઘણું વાચન કર્યું છે, તથા પોતાની તમામ શક્તિ ખર્ચીને બાળકોના ઉપયોગ માટે સારી સરખી વાચનસામગ્રી તૈયાર કરી છે.

"આ નવા અખતરા તરફનું જાહેર જનતાનું વલણ પણ હવે વિરોધી કે અવજ્ઞાભર્યું રહ્યું નથી: અને એમ ચોક્કસ કહી શકાય કે, આ યોજના હવે ચર્ચાત્મક ભૂમિકામાંથી અક્ષત રીતે બહાર નીકળી ગઈ છે. કેળવણી ખાતા પાસે હવે ચાલુ પ્રાથમિક શાળાઓને નવી પાયાની કેળવણીવાળી શાળાઓમાં બદલી નાખવા માટે જુદે જુદે ઠેકાણેથી સતત અરજીઓ આવ્યા કરે છે."

પ્રો. સૈયદૈન પાયાની કેળવણી વિષે તેમણે ૧૯૪૪માં લાહોરના 'ટ્રિબ્યૂન' પત્રમાં લખેલા એક લેખમાં જણાવે છે:—

"પાયાની કેળવણીના અખતરાની એક ધ્યાન ખેંચે તેવી આડ-અસર એ થઈ છે કે, ઘણી ચાલુ પ્રાથમિક શાળાઓમાં પણ ક્રિયા-પદ્ધતિ, શિક્ષણ બાબતનું સામાજિક દૃષ્ટિબિંદુ, અને ઉદ્યોગ-કામ ધીરે ધીરે આપોઆપ દાખલ થતાં જાય છે. તાજેતરમાં મેં 'પાયાની' ઘણી શાળાઓની મુલાકાત લીધી છે; ત્યાં વિદ્યાર્થીઓની સંખ્યા સો જેટલી અને નહીં જેવી ડિગ્રીની લાયકાતોવાળા શિક્ષકોની સંખ્યા બે જેટલી હતી. પરંતુ એ શિક્ષકોમાં શિક્ષણ-કળાની કુદરતી બક્ષિસ હતી અને તેઓમાં નવા વિચારોનો પ્રવેશ થયો હતો. તેથી કરીને એ શાળાઓના છોકરાઓને કામગરા, ચપળ અને સુખી જોઈને કેટલો બધો આનંદ થયો! તેઓ સાદાં ઉદ્યોગકામોમાં રોકાયેલા હતા, 'શાળાના બગીચામાં

કામકાજ કરતા હતા, નાના નાના નાટ્યપ્રયોગો કરતા હતા, ટૂંકાં ભાષણો કરતા હતા, તથા આપસ-આપસના ઝઘડાઓનું, અને સૌને લાગુ પડતી સામાન્ય બાબતોનું નિરાકરણ લાવવા પંચાયત ચલાવતા હતા. છોકરાઓમાંથી જ કેટલાક જણ મુલાકાતીઓને પોતાનું કામકાજ સમજાવતા બધે ફેરવે છે, અને શિક્ષકને તો નમ્રતાથી એક બાજુએ ધકેલી મૂકવામાં આવે છે. હું જે શાળાઓની વાત કરું છું, ત્યાં એ બધું ખરેખર કરવામાં આવે છે; અને એ કાંઈ પ્રેક્ષકોને બતાવવાનો દેખાડો માત્ર હોતો નથી, કે જેવું કેટલાક દાખલાઓમાં બનતું હોય છે. આખું ગામ, કે જેનો રસ આ નવા પ્રકારની શાળામાં વધી ગયો છે, તે પાસે ઊભું ઊભું આ બધી પ્રવૃત્તિ પ્રશંસાપૂર્વક નિહાળી રહ્યું હોય છે. એ શાળા આખા ગામનું કેન્દ્ર બની ગઈ હોય છે, અને શિક્ષક માબાપોનો સ્વાભાવિક તથા વિશ્વાસપાત્ર આગેવાન બની જાય છે. અલબત્ત આ બધું હજુ પ્રમાણમાં બહુ ઓછી સંખ્યાની શાળાઓમાં બન્યું છે; પરંતુ અગત્યની વાત તો એ છે કે, શાળા અને સમાજ, કેળવણી અને જીવન વચ્ચેની અલગતાની જે પરંપરા હતી, તે હવે તૂટી ગઈ છે અને એક નવું બળ ધારેલા અને અણધાર્યા ઘણા ઘણા પ્રકારે કામ કરવા લાગી ગયું છે.

"આ બધાં પરિણામો પાયાની કેળવણીની ભાવના અને પદ્ધતિને જ – છેક જ નહીં તો ઘણે મોટે અંશે – આભારી છે; **एे पद्धति हवे कोई फैड के 'घेलुं' नथी रही, अथवा तो एक 'अखतरा' तरीके मूगे मोंए सहन करी लेवानी वस्तु नथी रही. ते तो हवे जाथूकनी रहेनारी वस्तु बनी गई छे, अने हिंदुस्तान देशमां आम-जनतानी केळवणीनुं स्वरूप धरमूळथी पलटी नाखवानुं तेने माटे निर्माण थयेलुं छे".** (જુદા ટાઈપ અમે મૂકેલા છે.)

તજ્જ્ઞોના બધા પુરાવાઓ પણ આ વિદ્વાન અધ્યાપકે રજૂ કરેલા વિચારોનું સમર્થન કરે છે. કેળવણીની દૃષ્ટિએ આ અખતરાઓ સફળ નીવડ્યા છે.

હવે આપણે આર્થિક સ્વાશ્રયીપણાની બાબતમાં શાં પરિણામો લાવી શકાયાં છે, તે તપાસી જોઈએ; કારણ કે ગાંધીજીને મતે એ વસ્તુ આ નવી યોજનાનો અગત્યનો ભાગ છે. આપણે તેનો ક્યાસ એવાં

સ્થળોએ કાઢવો જોઈએ કે જ્યાં તજ્જ્ઞોની દેખરેખ હેઠળ ઉદ્યોગકામ કાળજીપૂર્વક કરવામાં આવ્યું હોય. ગાંધીજીના અભિપ્રાય મુજબ, વર્ગે કરેલા ઉદ્યોગકામમાંથી શિક્ષકના પગાર જેટલું ખર્ચ નીકળી રહે એટલું આર્થિક સ્વાશ્રયીપણું તો સધાવું જ જોઈએ.

૧૯૪૪ના વર્ષનો તાલીમી સંઘનો વાર્ષિક અહેવાલ, કે જેમાંથી આપણે અત્યાર સુધી સારી પેઠે ઉતારાઓ લીધા છે, તેમાં પાયાની કેળવણીવાળી સેવાગ્રામની શાળાની જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થી દીઠ થયેલી કમાણીના આંકડાનું કોષ્ટક આપ્યું છે. એ શાળામાં કાળજીપૂર્વક એને લગતા બધા હિસાબો અને ગણતરીઓ રાખવામાં આવે છે. આખી વસ્તુસ્થિતિનું તારણ તે આ પ્રમાણે રજૂ કરે છે :—

**દશ માસમાં ૧લી થી ૫મી શ્રેણી સુધી વિદ્યાર્થી દીઠ કમાણી, જુલાઈ '૪૩ થી એપ્રિલ '૪૪**

[ કામકાજના દિવસો ૨૨૦ ]

| | કામના કલાકો | સરેરાશ કમાણી | વધારેમાં વધારે કમાણી |
|---|---|---|---|
| શ્રેણી ૧ | ૨ કલાક | ૨–૧–૦ | ૨–૧૪–૦ |
| ,, ૨ | ૨॥ ,, | ૩–૭–૦ | ૬–૧૦–૦ |
| ,, ૩ | ૨॥ ,, | ૫–૫–૦ | ૮–૧૨–૦ |
| ,, ૪ | ૩ ,, | ૧૪-૧૨-૦ | ૧૬—૪–૦ |
| ,, ૫ | ૩ ,, | ૧૫–૧–૦ | ૧૮—૯–૦ |

"આપણે દરેક શ્રેણીમાં ૩૦ વિદ્યાર્થીઓવાળી એવી પાંચ શ્રેણીની શાળા ગણીને આ આંકડા પ્રમાણે હિસાબ કાઢીએ, તો ઉપરના આંકડાનું રહસ્ય પૂરેપૂરું સમજાઈ રહે. તેવી શાળાને ઉદ્યોગકામથી દશ માસમાં રૂ. ૧૨૧૮–૧૨–૦ની આવક થાય; અર્થાત્ દર મહિને રૂ. ૧૨૧–૧૪–૦ની આવક થાય. પાયાની કેળવણીની શાળાના શિક્ષકનો પગાર મહિને ૨૫) રૂપિયા ગણીએ, તો વર્ધા કેળવણી પરિષદના ઠરાવની ભાષામાં એ શાળા 'સ્વાશ્રયી' થવાની લગોલગ પહોંચી ગઈ કહેવાય. ઠરાવમાં એમ જણાવ્યું છે કે, 'આ પરિષદ એવી આશા રાખે છે કે, કેળવણીની આ પદ્ધતિ શિક્ષકના પગારખર્ચને ધીરે ધીરે પહોંચી વળવા શક્તિમાન થશે.' "

આમ, કેળવણી તથા આર્થિક સ્વાશ્રયીપણું એ બંનેની દૃષ્ટિએ મળેલાં પ્રત્યક્ષ પરિણામો પુરવાર કરે છે કે, જ્યાં આ અખતરાનો વફાદારીથી તથા કાળજીપૂર્વક અમલ કરવામાં આવ્યો છે, ત્યાં તેનાં પરિણામો સંતોષકારક આવ્યાં છે. ગાંધીજીએ તેમ જ તેમની દોરવણી હેઠળ આ અખતરો અજમાવી જોનારાઓએ તેને માટે રાખેલી ધારણાઓ પૂરેપૂરી પાર પડી છે. ગાંધીજીનું 'તાજેતરનું ઘેલું' એ હવે એક 'ઘેલું' નથી રહ્યું, પરંતુ આપણા દેશની આર્થિક અને વ્યાવહારિક જરૂરિયાતોને અનુકૂળ એવી સાર્વત્રિક રાષ્ટ્રીય કેળવણીની શાસ્ત્રશુદ્ધ તથા વ્યવહારુ યોજના પુરવાર થઈ છે. તેનો સાર્વત્રિક અમલ થવાની આશા તો આઝાદ હિંદમાં જ રાખી શકાય.

# ટિપ્પણ

**પા. ૨ : હિન્દુસ્તાની તાલીમી સંઘ :** અર્થાત્ આ પુસ્તકના પા. ૧૧–૧૨ ઉપર જણાવ્યા પ્રમાણે, ઈ. સ. ૧૯૩૮ની હરિપુરા-કૉંગ્રેસના ઠરાવ મુજબ, પાયાની રાષ્ટ્રીય કેળવણીનો કાર્યક્રમ સંગઠિત રીતે તૈયાર કરવા તથા તેનું કામકાજ સંભાળવા નીમવામાં આવેલો સંઘ. પા. ૧૨ ઉપર કેળવણી મંડળ તરીકે તેને ઉલ્લેખ્યો છે. તેની સ્થાપના વર્ધા મુકામે ૨૩મી એપ્રિલ ૧૯૩૮ના રોજ થઈ છે. તેના પ્રમુખ ડૉ. ઝાકીર હુસેન છે, કોષાધ્યક્ષ શ્રી. કૃષ્ણદાસ જાજૂ છે, અને મંત્રી શ્રી આર્યનાયકમ્ છે. તે ત્રણ ઉપરાંત નીચેના બીજા અઢાર સભ્યો તેમાં શરૂઆતમાં લેવાયા છેઃ– શ્રી. આશાદેવી (સહાયકારી મંત્રી), શ્રી. અવિનાશલિંગમ્, શ્રી. વિનોબા ભાવે, શ્રી. અતીતકર (તિલક વિદ્યાપીઠ પૂના), પ્રો. કે. પી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી દુર્રા-તુલ-બેઝા હસન, ડૉ. અબિદ હુસેન, ડૉ. જેસુદસન (ક્રિસ્ત સ્કૂલ આશ્રમ, તિરુપત્તુર), શ્રી. કાકાસાહેબ કાલેલકર, રાજકુમારી અમૃતકુંવર, આચાર્ય કૃપાલાનીજી, શ્રી. જે. સી. કુમારપ્પા, ડૉ. મુજીબ (જામિયા મીલિયા), આચાર્ય નરેન્દ્રદેવ (કાશી વિદ્યાપીઠ), શ્રી નરહરિ પરીખ, શ્રી. જી. રામચંદ્રન, પ્રો. કે. જી. સૈયદેન (કાશ્મીર રાજ્યના કેળવણી ખાતાના ડિરેક્ટર), અને બાબુ બદ્રીનાથ વર્મા.

સંઘમાં ઓછામાં ઓછા દશ અને વધારેમાં વધારે પચીસ સભ્યો હોઈ શકે છે. તદુપરાંત ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, પંડિત મદનમોહન માલવીય, બાબુ રાજેન્દ્રપ્રસાદ, આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, સર અકબર હૈદરી, પ્રો. કર્વે, મૌલાના અબુલ કલામ આઝાદ, શ્રી. ચ૦ રાજગોપાલાચારી, સર મીરઝા ઈસ્માઈલ, તથા શ્રીમતી સરોજિની નાયડુ વગેરે વિખ્યાત વ્યક્તિઓનું સલાહકારી મંડળ પણ સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું હતું. સંઘના બંધારણ વગેરેની વિગતો માટે જુઓ 'હરિજન' એપ્રિલ ૩૦ અને મે ૭ (૧૯૩૮)ના અંકો

**પા. ૨ : આશાદેવી :** હિંદુસ્તાની તાલીમી સંઘનાં માસિકસમિતિનાં મંત્રી, અને તે સંઘના મંત્રી શ્રી. આર્યનાયકમનાં પત્ની. બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં સંસ્કૃત ભાષા લઈને એમ. એ. થયેલાં; પછી તે જ યુનિવર્સિટીની વિમેન્સ કૉલેજનાં પ્રિન્સિપાલ બન્યાં. ત્યાર બાદ વિશ્વભારતી – શાંતિનિકેતનમાં રેક્ટર તરીકે પણ કામ કરેલું. પછી મહિલાવિદ્યાલય – વર્ધા–નું કામકાજ તેમને સોંપવામાં આવ્યું હતું.

**પા. ૩ : રિપ વાન વિંકલ :** નવલકથાનું એક પાત્ર, જે અકસ્માત્ ૨૦ વર્ષની લાંબી ઊંઘમાં પડી ગયું; અને પછી જ્યારે જાગ્યું ત્યારે આખી

દુનિયા તેને બદલાઈ ગયેલી લાગી. પોતાના સમય કરતાં ઘણા પાછળ રહી ગયેલા માણસ માટે એ શબ્દ અંગ્રેજીમાં વપરાય છે.

**પા. ૪ : સોવિયેટ પદ્ધતિ :** 'સોવિયેટ' એટલે પરિષદ અથવા મંડળ. રશિયામાં બોલ્શેવિક ક્રાંતિના મૂળમાં કામદારોની આ પરિષદો રહેલી હતી. હવે તો સામ્યવાદી ક્રાંતિ અને તેને પરિણામે રશિયામાં સ્થપાયેલ સોવિયેટ રાજતંત્રની તેઓ ઘટક બની છે. એ સોવિયેટોને સ્થાનિક સુધરાઈ તથા સ્થાનિક રાજસત્તાનાં એકમો ગણી શકાય. એ નીચલાં સોવિયેટો પછી જિલ્લાનાં અને પ્રાંતનાં સોવિયેટો તેમ જ છેવટે આખા મુલકના ઉચ્ચ સોવિયેટની ચૂંટણી માટે જવાબદાર છે. આખા દેશના મુખ્ય સોવિયેટમાં દર પચીસ હજાર કામદારો દીઠ એક, અને સવા લાખ જેટલા ખેડૂતો દીઠ એક, એ હિસાબે પ્રતિનિધિઓ ચૂંટાય છે.

સોવિયેટ રાજતંત્રની કેળવણી-પદ્ધતિની વિશેષતાઓ તે દેશની આર્થિક જરૂરિયાતો, રાજકીય અપેક્ષાઓ અને સામ્યવાદી જીવન-ફિલસૂરી સાથે કેળવણીને યોજી દેવામાંથી ઊભી થયેલી છે. મોટે ભાગે એવા વિષયો જ શીખવવામાં આવે છે, તથા એવાં વલણો જ ઘડવામાં આવે છે, કે જે પેલાં ધ્યેયોને સિદ્ધ કરતાં હોય. ભણવું અને કામ કરવું એ બેને ત્યાં અવિભાજ્યપણે સાંકળી દેવામાં આવ્યાં છે; તથા ભવિષ્યમાં દરેક નાગરિકને કામદાર તરીકે એ સોવિયેટ સમાજમાં જે કામકાજ કરવાનું હોય છે તથા જેવું જીવન જીવવાનું હોય છે, તેના વડે જ તેના ભણતરના કાર્યક્રમો તથા રસો પણ ઘડવામાં આવે છે

"ખાસ કરીને જુવાન પેઢીમાં સોવિયેટ કેળવણી કામ કરવાની અને વિચાર કરવાની એવી રીત ઊભી કરવા શક્તિમાન થઈ છે, તથા તેણે કુશળતા, જ્ઞાન. વલણો, મૂલ્યો અને શીલનું એવું એકીકરણ સાધ્યું છે કે જે ગયા યુદ્ધસંકટ દરમ્યાન ભારે દૃઢ તથા કાર્યક્ષમ પુરવાર થયાં છે."

**પા. ૧૦ : સમાજવાદીઓ :** હિન્દુસ્તાનના સમાજવાદીઓ, અને ખાસ કરીને કોંગ્રેસ-સમાજવાદીઓનો અહીં ઉલ્લેખ છે એ પક્ષની સ્થાપના ૧૯૩૨-૩૩માં નાશિક જેલમાં જયપ્રકાશ નારાયણ વગેરેએ કરી કહેવાય. ત્યાર બાદ કાશી વિદ્યાપીઠના આચાર્ય નરેન્દ્રદેવના પ્રમુખપણા હેઠળ પટણામાં એ પક્ષનું પહેલવહેલું અધિવેશન મળ્યું હતું.

હિંદી સમાજવાદીઓની ફિલસૂફી તથા વિચારસરણિ યુરોપના સમાજવાદમાંથી મોટે ભાગે આવેલાં છે. સમાજનાં અર્થ-ઉત્પાદનનાં સાધનોમાં દરેક સભ્યને કામકાજ તેમ જ તેમાંથી થતી આવકમાં સરખો ભાગ હોવો જોઈએ; તથા સમાજનો કોઈ એક વર્ગ તે સાધનોના ખાનગી માલિકી-હકના દાવાથી બીજાની મહેનતનાં ફળ પડાવી લઈ શકે તેમ ન હોવું જોઈએ, એ

જાતનો એ વાદ છે. યુરોપમાં આધુનિક સમાજવાદની શરૂઆત ૧૯મી સદીમાં આદર્શ માનવસમાજની કલ્પનાઓ નિરૂપતા 'યુટોપિયા'-ગ્રંથોના લેખકોથી થઈ કહેવાય. એ લેખકો તે ધ્યેય ક્રાંતિથી નહીં પણ પોતાના વિચારોના સતત પ્રચારથી સિદ્ધ કરવા ઇચ્છતા.

કાર્લ માર્ક્સ (જુઓ પા. ૩૯ માટેનું ટિપ્પણ) અને ફ્રેડરિક એંજલ્સ એ બે જર્મન સામ્યવાદીઓએ સમાજવાદની નવી કાર્યપદ્ધતિ જાહેર કરી. માનવતા અને નૈતિક ભાવનાને અપીલ કરીને સમાજવાદનું સ્વપ્નું સિદ્ધ કરવાના ખ્યાલોને તિલાંજલી આપીને, તેઓએ સમાજવાદને વર્ગ-વિગ્રહનું સ્વરૂપ આપ્યું. એક વિરોધી વર્ગના ધોરણે કામદાર વર્ગોનું સંગઠન કરી, તેની દ્વારા ક્રાંતિ કરીને રાજસત્તા હાથ કરવી, અને તેના જોરથી પછી સમાજવાદની સ્થાપના કરવી, એ જ એક ઉપાય તેમણે પ્રમાણ્યો

૧૮૬૫માં માર્ક્સે એ પ્રમાણે આંતરરાષ્ટ્રીય કામદાર સંઘનું પ્રથમ સંગઠન જાહેર કર્યું. તે વખતે તો તેમાં મંડળો નહીં પણ અમુક હજાર વ્યક્તિઓ જ જોડાઈ હતી. માર્ક્સ ૧૮૮૩માં ગુજરી ગયા, ત્યાર પછી ૧૮૮૯માં બીજા આંતરરાષ્ટ્રીય સંઘની સ્થાપના થઈ, જેમાં જગતનાં લગભગ બધાં સમાજવાદી મંડળો જોડાયાં. જોકે આમાં પણ પેલા સુધારણાના માર્ગના હિમાયતીઓ અને ક્રાંતિના માર્ગના હિમાયતીઓના મતભેદ ચાલુ હતા ૧૯૧૨માં આ સંઘે મૂડીવાદીઓએ ઊભાં કરેલાં યુદ્ધોમાં ભાગ ન લેવાનું નક્કી કર્યું. પણ જ્યારે ૧૯૧૪માં ખરેખર યુરોપીય મહાયુદ્ધ ફાટી નીકળ્યું, ત્યારે બધા દેશોના સમાજવાદીઓ, થોડા અપવાદો સિવાય, સ્વદેશાભિમાની થઈ ગયા, અને પોતપોતાની સરકારોને લડાઈના કામમાં મદદ કરવા લાગી ગયા.

ઉદ્દામવાદીઓએ આ નીતિને વખોડી કાઢી, અને નવી હિલચાલ શરૂ કરી. તે ચળવળ ૧૯૧૭ની બીજી ક્રાંતિ વખતે રશિયામાં તો સત્તા ઉપર આવી; અને ૧૯૨૦માં મોસ્કોમાં ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘની સ્થાપનાએ સમાજવાદીઓના એ બે પક્ષોના મતભેદને કાયમની મહોર મારી. યુરોપના ઘણા દેશોમાં સમાજવાદી સંઘોમાંથી મોટા સામ્યવાદી સંઘો જુદા પડી ગયા. મવાલ ગણાતા પક્ષો ઘણા દેશોમાં સરકારી તંત્રમાં દાખલ થયા, અને બંધારણીય માર્ગોએ સમાજવાદની સ્થાપના કરવા પ્રયત્નશીલ થયા.

આપણો અહીંનો સમાજવાદી પક્ષ મહાસભાવાદી હોઈ ગાંધીજીના કાર્યક્રમમાં ભળતો રહે છે; પરંતુ તે લોકોનું ખરું હાર્દ જુદું જ રહ્યું છે, અને આચાર્ય કૃપાલાનીજીએ આ પુસ્તકના અંત ભાગમાં એ બાબત સારી પેઠે ટીકા કરી છે.

**પા. ૧૧ : જામિયા મીલિયા :** અસહકારની ચળવળ વખતે મો. મહંમદઅલીએ ૧૯૨૦માં અલીગઢ મુકામે આ રાષ્ટ્રીય મુસ્લીમ વિદ્યાપીઠની સ્થાપના કરેલી; જોકે પછીથી તેને ત્યાંથી દિલ્હી ખસેડવામાં આવી છે. પ્રથમથી જ સરકાર પાસેથી કોઈ પણ જાતની મદદ ન લેવાનો તેનો નિરધાર છે, જેથી પોતે કેળવણીનું કામ સ્વતંત્રપણે કરી શકે. નિઝામ અને ભોપાળનાં રાજ્યો, તથા દિલ્હી મ્યુનિસિપાલિટી પાસેથી તેને સારી સરખી મદદ મળે છે. તે ઉપરાંત આ સંસ્થાના 'હમદર્દ' એવા સભ્યોની સાત હજાર જેટલી સંખ્યા પોતાની આવકનો અમુક ભાગ આ સંસ્થાને આપે છે. કૉલેજ કક્ષા સુધીનું શિક્ષણ ત્યાં અપાય છે. મુખ્યત્વે ભાષાઓ અને સમાજવિદ્યાના વિભાગો ત્યાં છે. વીસ હજાર પુસ્તકોનું એક સારું સરખું પુસ્તકાલય છે. હાઈસ્કુલ ગ્રેડની માધ્યમિક શાળા તેમ જ પ્રાથમિક શાળા પણ તે ચલાવે છે. છાત્રાલયો એ બધી સંસ્થાઓનાં ખાસ અંગો છે. તે ઉપરાંત પ્રૌઢ શિક્ષણ માટેનાં કેંદ્રો પણ તે ચલાવે છે. દવાઓનું કારખાનું, અને પુસ્તક-પ્રકાશન એ પણ તેનાં વિશિષ્ટ અંગો છે. જર્મનીમાં શિક્ષણ-વિદ્યાનો અભ્યાસ કરી આવેલા અને બર્લિન યુનિવર્સિટીની પી એચ. ડી. ની ઉપાધિ ધારણ કરનારા ડૉ. ઝાકીર હુસેન આ સંસ્થામાં મૂળથી જ જોડાયેલા છે. એ જ તેના મુખ્ય સૂત્રધાર છે. પ્રાથમિક તેમ જ ઉચ્ચ કેળવણીના તે વિશિષ્ટ અનુભવી છે.

**પા. ૧૧ : આચાર્ય નરેન્દ્રદેવ :** કાશી વિદ્યાપીઠના આચાર્ય. તે વિદ્યાપીઠની સ્થાપના પણ અસહકારની ચળવળને અંગે ગાંધીજીને હસ્તે ૧૦ મી ફેબ્રુઆરી, ૧૯૨૧,ના રોજ થયેલી ત્યાં બાલવિદ્યાલય ( પાંચ વર્ષ ), કુમાર વિદ્યાલય ( સાત વર્ષ ) અને મહાવિદ્યાલય ( ૪ વર્ષ ) એમ ત્રણે કક્ષાઓનું શિક્ષણ અપાતું. ઉદ્યોગ એ શિક્ષણનો મુખ્ય ભાગ હોય છે. તે ઉપરાંત પ્રકાશન-વિભાગ એ પણ ત્યાંનું ખાસ અંગ છે.

આચાર્ય નરેંદ્રદેવ હિંદુસ્તાનના સમાજવાદી પક્ષની વિચારસરણિવાળા માણસ છે. તે પક્ષનું પહેલવહેલું અધિવેશન તેમને પ્રમુખપદે જ ભરાયેલું. છતાં ગાંધીવાદ ઉપરની તેમની નિષ્ઠાને લીધે તે છેક સામ્યવાદી પક્ષો કે કાર્યક્રમોમાં ભળી ગયા નથી.

**પા. ૧૨ : ડૉ. ઝાકીર હુસેન :** જુઓ પા. ૧૧ માટેનું ટિપ્પણ, જામિયા મીલિયા.

**પા. ૧૨ : શ્રી આર્યનાયકમ્ :** પરદેશમાં મુખ્યત્વે શિક્ષણ-વિદ્યાની કેળવણી લઈ આવેલા, [ એડિનબરો : બી. એ.; બી. ઈ ડી.; કેન્ટબ :

ડીપ્લોમા ઈન એજ્યુકેશન; અને એફ. આર. એસ. એ.] તાલીમી સંઘના મંત્રી. ઘણો વખત શાંતિનિકેતન–વિશ્વભારતીમાં રેકટર પદે રહેલા. કવિવર ટાગોરના સેક્રેટરી તરીકે પણ કામ કરેલું. પછી વર્ધા નવભારત વિદ્યાલયના પ્રિન્સિપાલ બન્યા. હવે તે શિક્ષકોને તાલીમ આપનાર અધ્યાપન મંદિર (વિદ્યામંદિર)ની સમિતિના ચેરમેન છે.

**પા. ૬૫ : મધ્યયુગ :** યુરોપમાં ઈ. સ. ૫ મા સૈકાનો સુમાર, જ્યારે રોમની સત્તા પડી ભાગી, અને ખ્રિસ્તી ધર્મનો ઉદયકાળ શરૂ થયો. મધ્યયુગની વિધાયક શક્તિઓ બે કહેવાય: પોપ અને ખ્રિસ્તી ધર્મસંસ્થા. આ બેની સાચી શક્તિ ૧૧મા સૈકાના મધ્યભાગ પછી જામવા લાગી. તે પૂર્વનો મધ્યયુગનો કાળ અનેક રીતે ટીકાપાત્ર કાળ છે. ઇતિહાસકારોએ એ ૫–૬ સૈકાંને 'અંધકારયુગ' એવું નામ આપ્યું છે. અંગ્રેજીમાં 'મધ્યયુગીન' શબ્દ વડે કાંઈક અવૈજ્ઞાનિક, જડ, અબુદ્ધિવાળું એવો ભાવ સમજાય છે.

ખ્રિસ્તી ધર્મ યુરોપમાં ત્યાંના પ્રચલિત ધર્મ કે રાજસત્તા સામે લડાઈમાં ઊતરીને જ દાખલ થયેલો; એટલે ત્યાંના પ્રાચીન ધર્મ સાથેના વિગ્રહમાં તેનાં પ્રાચીન સાહિત્ય અને શાસ્ત્રવિદ્યાની પણ અવજ્ઞા તેને હાથે થવી સ્વાભાવિક હતી. વળી નવા ધર્મના આચાર્યો સંસારત્યાગી અને એકાંત મઠમાં રહેનારા લોકો; દુનિયા અને તેનાં પાર્થિવ સુખો તથા તેની પદાર્થસંપત્તિ પ્રત્યે પણ તેમને અનાદર; તેમજ ઈશ્વર પ્રાપ્ત કરવા માટે વિદ્વત્તા કે પંડિતાઈ આવશ્યક નથી, એવો ભાવ પણ તેમને હાથે રૂઢ થયેલો. ઉપરાંતમાં રાજસત્તાઓ ઉપરના આક્રમણમાં નિરંતર વિગ્રહો જ ચાલ્યા કરે, એટલે કેળવણી અપાય તે પણ યુદ્ધવિદ્યાની જ અપાય.

આવી સ્થિતિમાં શરૂઆતમાં શિક્ષણ-કેળવણી વગેરેનું ભારે અંધારું મધ્યયુગમાં પ્રવર્ત્યું.

શાર્લમેન રાજા (૭૪૨–૮૧૪)ના વખતમાં આ સ્થિતિ કંઈક સુધરી. તે પોતે વિદ્વાનો રાખીને ભણ્યો, અને ધર્માચાર્યો પણ ભણતા થાય એવી યોજના તેણે કરી. પરંતુ તેના મૃત્યુ પછી પાછી અવ્યવસ્થા થઈ ગઈ.

ત્યાર પછી સામો ઝોક આવ્યો બારમી સદીના અરસામાં. તે દરમ્યાન ખ્રિસ્તીધર્મ યુરોપના રાજધર્મ તરીકે પ્રતિષ્ઠિત થઈ ગયેલો હતો અને શાસ્ત્રજ્ઞાનનું મહત્ત્વ વધવા લાગ્યું હતું. કાફર લોકો શાસ્ત્રવિદ્યામાં પોતાનાથી ચડિયાતા હોય — રહે એ ખ્રિસ્તી ધર્માચાર્યોથી કેમ સહન થાય? ખ્રિસ્તી ધર્મ-સિદ્ધાંતોનું હવે ફિલસૂફીની રીતે પ્રતિપાદન કરી, આસ્થા અને બુદ્ધિનો મેળ બેસારવાનો પ્રયત્ન શરૂ થયો. ધર્મ હવે દેવાલયોની વસ્તુ મટી યુનિવર્સિટીઓની

વસ્તુ બની. પરંતુ તે વખતે બધો અભ્યાસ પુસ્તકોમાં જ પર્યાપ્ત થતો. પ્રકૃતિના અવલોકનનો કે અન્વેષણનો તો સવાલ જ નહોતો. જુદી જુદી શાસ્ત્રપ્રતો મેળવીને સરખાવવાથી જ સત્ય સાંપડી શકે, એ બુદ્ધિથી શાસ્ત્રપ્રતોમાં જ માથાકૂટ કર્યા કરવાનો તે યુગ હતો.

**પા. ૨૭ : અનુમાનપદ્ધતિ, નિર્દેશવાક્યો, રૂપાનુમાન, અન્વેષણપદ્ધતિ :** શાસ્ત્રગ્રંથોમાં જ બધું જ્ઞાન સમાયેલું છે; ઇંદ્રિયો મારફતે મળતું બાહ્ય જ્ઞાન તો ભ્રાંતિમૂલક તેમ જ ખોટું જ હોવાનું; એવી માન્યતા હેઠળ જ્ઞાન એ શાસ્ત્રવાક્યોનો અર્થ કાઢી બતાવવાની અને અનુમાનપદ્ધતિની વસ્તુ બની જાય; અને કુદરત તથા તેના પદાર્થોના પ્રત્યક્ષ અન્વેષણ દ્વારા તપાસવાની વસ્તુ ન રહે. અનુમાનપદ્ધતિ પણ જ્ઞાનનું સાધન બની શકે ખરી; પરંતુ અનુમાનમાં રૂપ અને તત્ત્વ એ બેનો ભેદ છે. અનુમાનનું રૂપ-બાહ્ય આકારની રીતે સાચું હોય, પરંતુ તત્ત્વની દૃષ્ટિએ ખોટું હોય; અર્થાત્ જે સાધનવાક્યને બળે અનુમાન તારવવામાં આવે, તે સાધનવાક્યમાં આવતી વસ્તુ પ્રત્યક્ષ અન્વેષણથી સાચી સિદ્ધ થઈ હોવી જોઈએ; નહીં તો તેવા સાધનવાક્યથી સિદ્ધ કરેલું સાધ્ય ખોટું જ નીવડે. જેમ કે 'આ પર્વત ઉપર બરફ છે,' એ નિર્દેશવાક્યમાં જણાવેલ સાધ્ય સિદ્ધ કરવા એવો હેતુ કહીએ કે, 'કારણ કે તેના ઉપર ધુમાડો દેખાય છે,' અને તેનું સાધનવાક્ય એવું રજૂ કરીએ કે, "જ્યાં જ્યાં ધુમાડો હોય ત્યાં બરફ હોય"— તો રૂપની દૃષ્ટિએ આ અનુમાનવાક્ય બરાબર થયું કહેવાય; પણ તત્ત્વની દૃષ્ટિએ એ ખોટું છે; કારણ કે બહાર કુદરતમાં અન્વેષણ કરવાથી જણાશે કે, જ્યાં જ્યાં ધુમાડો હોય છે, ત્યાં બરફ હોય છે જ, એવું બનતું નથી.

**પા. ૨૮ : પુનરુત્થાનનો યુગ :** યુરોપના અર્વાચીન સ્વરૂપને ઘડવાનો પ્રારંભ કરનારા આ યુગની શરૂઆત ઈ. સ. ૧૪૫૩માં કૉન્સ્ટંટીનોપલ પડ્યું ત્યારથી ગણાય છે. મધ્યયુગની સમાજરચના, ધર્મવ્યવસ્થા તથા વિચારસરણીને લઈને ગ્રીક જ્ઞાન-વિજ્ઞાન દબાઈ ગયું હતું, તે આ ઐતિહાસિક બનાવથી પાછું જાગ્રત થયું, અને તે દ્વારા ગ્રીક લોકોની માનવધર્મી જીવનદૃષ્ટિ પાછી જાગી; અને એમાંથી જે સંસ્કૃતિપ્રચાર શરૂ થયો, તે યુરોપમાં આજ સુધી ચાલ્યા કરે છે. ચોક્કસ ગણનાની દૃષ્ટિએ આ યુગ ૧૫મા સૈકામાં પૂરો થતો ગણાય છે, અને તેના અનુસંધાનમાં જે धर्मोदय-युग (રેફરમેશન) તે પછીથી બેઠો, તે સમયમાં ખગોળ, ભૂગોળ તથા વિજ્ઞાન વગેરે ક્ષેત્રોમાં પણ ભારે પલટા થવા લાગ્યા. પુનરુત્થાનના ૧૫મા સૈકાથી જ યુરોપની અર્વાચીન સંસ્કૃતિના પાયા નંખાયા છે. ૧૫મા સૈકામાં મધ્યયુગ પૂરો થયા પછી બેઠેલા આખા યુગને आधुनिक युग પણ કહે છે.

પુનરુત્થાનના યુગને કેળવણીની રીતે તપાસીએ, તો કેટલીક મધ્યયુગીન ભ્રાંતિઓનો આ સમયે ચોખ્ખો ત્યાગ થતો દેખાય છે. શિક્ષણ, કે જે નીતિ અને ધર્મના પ્રદેશમાં ગૂંચવાઈ રહ્યું હતું, તે હવે ત્યાંથી નીકળી વ્યાવહારિક ક્ષેત્રમાં પ્રવેશે છે. જ્ઞાનસાધન તરીકે પદાર્થોનું અન્વેષણ, — પ્રકૃતિનો પ્રત્યક્ષ અભ્યાસ — શરૂ થાય છે. શાળાઓમાં કઠોર શાસનનું સ્થાન કોમળતા અને સભ્યતા લે છે. પરંતુ એ યુગમાં પ્રાચીન સાહિત્યના અભ્યાસનો મહિમા કાયમ રહે છે, અને તેથી પ્રાકૃતિક શાસ્ત્રોના અભ્યાસ સાથે પ્રાધાન્ય માટે તેનો વિગ્રહ ચાલ્યા કરે છે. સાહિત્યના સૌંદર્યની મોહિની વ્યાપી રહે છે; સહૃદયતાનો વિકાસ થાય છે, તેટલો વિચારનો થતો નથી; શબ્દનું જેટલું અનુસરણ કરાય છે, તેટલું પ્રત્યક્ષ પ્રકૃતિનું નહીં.

પા. ૨૮: બેકન (ફ્રાન્સિસ, ૧૫૬૧–૧૬૨૬): ઇંગ્લંડનો ફિલસૂફ અને જાણીતો રાજપુરુષ. ઇલિઝાબેથ રાણી અને તેની પછીના સમયમાં તે ચાલુ રાજખટપટમાં પડેલો, અને છેવટે તેના ઉપર ખટલો ચાલી તેને સજા થયેલી. તે સિવાય બીજી રીતે તેનો ખાસ વ્યવસાય જ્ઞાનપ્રાપ્તિ અને વિદ્યાવૃદ્ધિ હતો. ભણતો હતો ત્યારથી તેને બધું જ્ઞાન નવેસર અન્વેષણની પ્રયોગાત્મક અમોઘ પદ્ધતિથી ખોળાય અને નિશ્ચિત થાય, એ માટેના મોટા મનોરથ હતા. તેના સમય પહેલાંનો જમાનો એટલે શાસ્ત્રપ્રમાણનો અને પોથાંપંડિતોનો જમાનો હતો. કુદરતનું અવલોકન તથા અધ્યયન છોડીને, માત્ર શાસ્ત્રવાક્યો અને પોતાની કલ્પનાની ગુહાઓમાં માથાકૂટ કરીને તે જમાનામાં બાહ્ય બાબતોનું જ્ઞાન પણ નિશ્ચિત કરવા લોકો મથતા, અને તેમાં ઇતિકર્તવ્યતા માનતા.

અને જે માણસ સત્યાન્વેષણનાં સાધનો સુધારે છે, તે શિક્ષણકલાનાં સાધનો પણ સુધારે છે. બેકને કેળવણીની એ પ્રકારે પરોક્ષ રીતે મુખ્ય સેવા બજાવી છે

પોતાના 'વિદ્યાવૃદ્ધિ' (ઍડવાન્સમેન્ટ ઑફ લર્નીંગ) નામના પુસ્તકમાં શિક્ષણપદ્ધતિ વિષે તે કેટલીક ઉપયોગી સૂચનાઓ આપે છે. તે કહે છે:– વિદ્યાર્થીના મગજમાં તમારા મગજમાંથી કાઢીને કાંઈ ભરી કાઢવું એ કાંઈ જ્ઞાન-દાન નથી; તમે આપેલા શિક્ષણની કિંમત તમે શું જ્ઞાન આપ્યું તે ઉપરથી ન કરાય; પરંતુ જ્ઞાન મેળવવાની વૃત્તિ તેમ જ શક્તિ તમે તમારા વિદ્યાર્થીમાં કેટલી વધારી, એ ઉપરથી જ થઈ શકે. તે કહેતો, જ્ઞાન એ પણ એક છોડ જેવી વસ્તુ છે. તમારે છોડને જ વાપરી નાખવો હોય, તો તેના મૂળિયાનું ગમે તે થાય તેની હરકત નથી; પરંતુ તમારે તેને ઉગાડવો જ હોય, તો પછી તમારે તેના મૂળની સૌથી વધારે સંભાળ રાખવી જોઈએ. આજકાલ

જે જ્ઞાન અપાય છે, તે મૂળ વગરના સુંદર છોડવા જેવું છે: સુતાર માટે એ કામનું છે, પણ માળી માટે નહીં!

તે વખતની શાસ્ત્રવિદ્યા ઉપર તો તેણે ભારે તડી જ પાડી છે. તે પ્રયોગાત્મક અન્વેષણ પદ્ધતિનો હિમાયતી છે. બેકને નિરૂપેલી અને પ્રમાણેલી આ પદ્ધતિના પ્રચારને જ આધુનિક વિજ્ઞાનની શોધખોળો એક રીતે આભારી છે. તેણે પ્રતિપાદેલા સિદ્ધાંતો જ આજની વૈજ્ઞાનિક પદ્ધતિએ મુખ્યત્વે સ્વીકાર્યા છે, અને એ બધાને શાસ્ત્રીય રીતે વ્યવસ્થિત કરીને પ્રથમ નિરૂપણ કરવાનું બહુમાન બેકનને ફાળે જાય છે

તેનું મરણ પણ તેણે પ્રતિપાદેલા સિદ્ધાંતના અનુસરણમાં જ થયું. અતિશય ઠંડીમાં પ્રાણીશરીરના રેસાઓ કોહવાય નહીં એવું તેને લાગતું હોવાથી તેનો અખતરો કરવા એક વખત તે કોચમાં બેસી જ્યાં સખત ઠાર પડતો હતો તેવા ભાગમાં ગયો, અને પછી બરફમાં નીચે ઊતરી પ્રયોગ કરવા લાગ્યો. તેમાંથી તેને જે ઠંડી લાગી ગઈ, તે જીવલેણ નીવડી. આમ એક રીતે વૈજ્ઞાનિક શોધખોળના પોતે પ્રતિપાદેલા સિદ્ધાંતનો જ તે શહીદ થયો.

**પા. ૨૮: મોન્ટેન** (૧૫૩૩-૧૫૯૨): સુપ્રસિદ્ધ ફ્રેંચ લેખક. ગ્રીક અને રોમન સાહિત્યનો અભ્યાસ એટલે જ કેળવણી. એવો પવન જ્યારે વાઈ રહ્યો હતો, ત્યારે એવા પોપટ-પાંડિત્યથી અંજાયા વિના જ્ઞાનની ખરી કિંમત આંકનાર આ માણસ એ જમાનામાં ખાસ ધ્યાન ખેંચે છે. એક જમીનદારનો પુત્ર હોઈ, તેના પિતાએ તેને પોતાના ખાસ ખ્યાલો અનુસાર કેળવણી આપી હતી. તે સહેલાઈથી લૅટિનનો અભ્યાસ કરી શકે તે માટે તેના પિતાએ લૅટીન-ભાષી ગૃહશિક્ષકની ઘરમાં જ સગવડ કરી દીધી હતી. પરિણામે તે છ વર્ષનો થયો ત્યારથી જ લૅટિનમાં છૂટથી બોલી શકતો. તે ઉમરે તેને બૉર્ડોની કૉલેજમાં મોકલવામાં આવ્યો. તેરમે વર્ષે તો તેણે ત્યાંનો અભ્યાક્રમ પૂરો કર્યો. પછી તેણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો, અને માત્ર ૨૧ વર્ષનો થયો ત્યાં તો પાર્લામેંટનો સભ્ય બન્યો. ૧૮૫૦માં તેણે ઇટાલી, સ્વિટ્ઝર્લૅંડ અને જર્મનીનો પ્રવાસ કર્યો મોન્ટેન પ્રાચીન સાહિત્યનો અઠંગ અભ્યાસી હતો, અને તેનાં લખાણોમાં જૂના સાહિત્યમાંથી સંખ્યાબંધ ઉતારા વેરેલા હોય છે.

'બાળકોની કેળવણી વિષે' એ નિબંધમાં આપણને તેના આ બાબતના મુખ્ય વિચારો જાણવા મળે છે. તે કહે છે:—"આપણાં માબાપના પૈસા અને મહેનત આપણાં માથાં માત્ર જ્ઞાનથી ભરી કાઢવા પાછળ ખરચાતાં હોય છે; પરંતુ વિવેકશક્તિ કે સદ્‌ગુણની લેશ પરવા કરાતી નથી." આ બાબતમાં તે સ્પાર્ટનોનો દાખલો ટાંકીને કહે છે કે, તેઓ સાહિત્યની અવગણના કરતા, પણ ચારિત્ર્ય અને ક્રિયાબળની દરકાર રાખતા. તે કહે છે:— આથેન્સમાં છોકરાઓ

સારી રીતે બોલતાં શીખતા; સ્પાર્ટામાં સારી રીતે કરતાં શીખતા. આથેન્સમાં તેઓ વિતંડાવાદીના હુમલાથી બચવાની તૈયારી કરતા, સ્પાર્ટામાં વિષયભોગના આકર્ષણમાંથી બચવાની પેરવી થતી. પહેલી પદ્ધતિમાં જીભને જ કસવાનો પ્રયત્ન હતો, બીજીમાં અંતરાત્માને કસવાનો પ્રયત્ન હતો."

તે કહેતો કે બધી માનવકળામાં સૌથી વધુ મુશ્કેલ અને સૌથી વધુ અગત્યની કળા એ કેળવણીની કળા છે.

કેળવણીમાં તે ખાસ સ્થાન ફિલસૂફી અને સદ્‌ગુણને આપે; પછી પોતાની માતૃભાષાને, અને પછી પડોશીની ભાષાને. પોતાની અને પડોશીની ભાષાઓ શીખી લીધી, એટલે પછી માત્ર 'એવી બાબતો જ શીખવી જોઈએ કે જેમનો કાંઈ સાચો ઉપયોગ થાય તેમ હોય, તથા જેમનાથી કાંઈ લાભ થાય તેમ હોય' અભ્યાસક્રમમાં ભાષણપદ્ધતિ, પ્રમાણશાસ્ત્ર, અને ભૌતિકવિજ્ઞાનનો પણ તે સમાવેશ કરે; અને છેક છેલ્લે — પણ તેથી કરીને છેક છેલ્લી અગત્યની ગણીને નહીં,— એ વસ્તુને સ્થાન આપે કે જેથી જાણવું એટલે શું, અજ્ઞાન હોવું એટલે શું, વીરતા એટલે શું, અને મિતાચાર તથા ન્યાય એટલે શું તે સમજાય; તેમ જ મહત્ત્વાકાંક્ષા અને ઈર્ષ્યા, નોકરી અને ગુલામી, સ્વચ્છંદ અને સ્વતંત્રતા, વચ્ચેનો ભેદ સમજાય; ટૂંકમાં જે તેની સમજશક્તિને એવી પાવરધી કરે કે જેથી તે તેની રીતભાત અને ડહાપણ ઉપર નિયંત્રણ રાખે, જેનાથી તે પોતાની જાતનું જ્ઞાન મેળવતાં શીખે. તેમ જ કેવી રીતે યોગ્ય જીવ્યું કહેવાય અને કેવી રીતે યોગ્ય મૃત્યુ થયું કહેવાય એનો વિવેક તે પામે.

**પા. ૨૮: લૉક, જૉન (૧૬૩૨–૧૭૦૪):** ઇંગ્લંડનો ફિલસૂફ. સાથે સાથે તે એક ઊંચી કક્ષાનો કેળવણીકાર, તેમ જ માનસશાસ્ત્રની અંગ્રેજ પરંપરાનો સંસ્થાપક ગણાય. "માનવ બુદ્ધિશક્તિ ઉપર નિબંધ", અને "કેળવણી વિષયક વિચારો" એ બે એનાં મુખ્ય પુસ્તકો છે. કેળવણીને લગતું તેનું પુસ્તક હોલૅન્ડના પોતાના વસવાટ દરમ્યાન ઇંગ્લંડના પોતાના મિત્રને તેના પુત્રની કેળવણી બાબત લખેલા પત્રો રૂપે હોઈ, એમાં કોઈ ખાસ સિદ્ધાંતનું નિરૂપણ હોવાને બદલે, તેના નામ પ્રમાણે કેટલાક 'વિચારો' જ છે. તેના પુસ્તકનો મુખ્ય સિદ્ધાંત વિદ્યાર્થીમાં સ્થિર સતત અભ્યાસને બળે કેટલીક બૌદ્ધિક ટેવો પાડવી એ છે. તે દાક્તરી વિદ્યાનો પદવીધર હોઈ, વિદ્યાર્થીની શારીરિક કેળવણી પર તે ભાર મૂકે તે સમજી શકાય તેવું છે.

ખાવા–પીવા–પહેરવા–ઓઢવા–રખડવા વગેરે બાબતોમાં કેવી રીતે શરીરને બેધડક કસવું જોઈએ, એની વિગતો પૂરી કરી, લૉક માનસિક કેળવણી ઉપર આવે છે. "જેવી રીતે શરીરનું બળ દુઃખ ખમવાની શક્તિમાં રહેલું છે, તેવી રીતે મનનું પણ સમજવું. અને બધા સદ્‌ગુણનું મૂળ એ બાબતમાં રહેલું

છે કે, માણસમાં પોતાની કામનાના જુવાળને શમાવી, બુદ્ધિ બતાવે તે પ્રમાણે વર્તવાની શક્તિ હોય."

માનસિક કેળવણીમાં તે મુખ્યત્વે ચાર બાબતો ઉપર ભાર મૂકે છે:— (૧) સદ્ગુણ (૨) ડહાપણ (૩) રીતભાત-શિષ્ટાચાર અને (૪) જ્ઞાન-વિદ્વત્તા. જોકે તે વિદ્વત્તાને થોડું અને સદ્ગુણને સૌથી વધુ મહત્ત્વ આપે છે.

પરંતુ એ સદ્ગુણની ખિલવણીમાં, તેને મતે, ઉપયોગિતા કે ભયના ખ્યાલો કામમાં ન લેવા જોઈએ. બાળકમાં મહત્તાનું બીજ કુદરતી રીતે જ રહેલું છે; તેને જો જાગ્રત કરી શકાય, તો સદ્ગુણી થવાની તાલીમ આપવામાં ભય — શિક્ષા કે લાભાલાભના બીજા ખ્યાલોની જરૂર ન પડે.

ઉપરાંત તે બીજી એ વાત ઉપર ભાર મૂકે છે કે, આપણે જે શીખવીએ તે વસ્તુએ પણ વિદ્યાર્થીમાં દૃઢ ટેવનું રૂપ પકડવું જોઈએ. સાથે જ તે ઉમેરે છે કે, સૌથી મોટી અસર સોબતની છે. તે કહે છે, " 'સત્સંગ' આટલું કહ્યા પછી મને કલમ મૂકી દેવાનું જ મન થઈ જાય છે. કારણ કે, બધા ઉપદેશો અને નિયમો કરતાં સંગતિનું પ્રાબલ્ય સૌથી વધુ છે. એ સિવાય બીજી બાબતોનું વિવેચન કરવું એ નકામો કાળક્ષેપ છે."

વળી તે કહે છે:—"જ્ઞાન એટલે પ્રત્યક્ષ જ્ઞાન અને જાતઅનુભવ આપણે જ્યાં સુધી આપણી પોતાની આંખથી જોઈએ નહીં અને આપણી પોતાની બુદ્ધિથી ગ્રહણ કરીએ નહીં, ત્યાં સુધી માત્ર બીજાએ કહેલું કે લખેલું અમે તેમ બોલી બતાવીએ, તોપણ આપણે અંધારામાં અને જ્ઞાનરહિત છીએ એમ માનવું. . . . શિક્ષણનો ઉદ્દેશ તરુણને કોઈ પણ શાસ્ત્રમાં પૂર્ણ પ્રાવીણ્ય આપવાનો નથી, પણ તેના મનને એવી રીતે વિકસાવવાનો અને લાયક કરવાનો છે, કે જેથી તે ઇચ્છા કરે ત્યારે ગમે તે શાસ્ત્રને ખેડી શકે." "અભ્યાસનો ઉદ્દેશ મનનો ખજાનો વધારવાનો નથી, પણ મનની શક્તિ અને પ્રવૃત્તિ વધારવાનો છે."

**પા. ૨૮: રૂસો, જીન જૅકસ, [૧૭૧૨-૧૭૭૮]:** ફ્રેંચ લેખક અને ફિલસૂફ. પોતાના ગ્રંથ 'એમિલે' (૧૭૬૨)માં તેણે કેળવણી વિષેના પોતાના વિચાર રજૂ કર્યા છે; ત્યારે ધર્મ અને નીતિ વિષેના પોતાના વિચારો તેણે 'સામાજિક કરાર' નામના પુસ્તકમાં રજૂ કર્યા છે. કુદરતી હકથી બધાં માણસો સ્વતંત્ર છે, આજીવિકાનાં સર્વસાધારણ સાધનો ઉપર કોઈનો કશો ખાસ માલકીહક હોઈ શકે નહીં, રાજકીય હકો પણ સામાજિક કરાર ઉપર જ ઊભા થયેલા છે — રાજા પ્રજા વચ્ચે આવો સંમતિમૂલક કરાર હોવો જોઈએ અને રાજકારભાર પ્રજાની સંમતિથી ચાલવો જોઈએ, વગેરે વિચારો તેમાં તેણે રજૂ

કર્યા છે. તેના પુસ્તકે મોટી હાહો મચાવી મૂકી હતી, અને ફ્રેંચ રાજ્યક્રાંતિ જગાવવામાં રૂસોના આ પુસ્તકનો ફાળો નાનોસૂનો ન કહેવાય.

કેળવણીની બાબતમાં પણ તેનું પુસ્તક ક્રાંતિકારી નીવડ્યું છે. ઑસ્કર બ્રાઉનિંગ તે પુસ્તક વિષે કહે છે, "કેળવણીના વિષય ઉપર બીજું કોઈ પુસ્તક 'એમિલે' જેટલું પરિણામકારક નીવડ્યું નથી." વૉલ્ટેરે કહ્યું છે, "એમિલેનાં પચાસ પાન મખમલ અને સોનામાં મઢવા જેવાં છે." "બીજાઓએ સ્ત્રીઓ અને પુરુષોના હકોની તરફેણ કરી છે, રૂસોએ બાળકના હકની હિમાયત કરી છે."

યુરોપના બૌદ્ધિક ઇતિહાસમાં અઢારમા સૈકાનો પૂર્વાર્ધ એ બુદ્ધિપ્રાધાન્યનો યુગ હતો. સારું, સાચું, અને સુંદર એ બધું નક્કી કરવામાં એ યુગ બુદ્ધિના ગજથી જ કામ લેતો. ત્યારે રૂસો એ સૈકાના ઉત્તરાર્ધમાં લખતો હોઈ, બુદ્ધિપ્રાધાન્યને સ્થાને પ્રકૃતિમાં તેમ જ વધુ હૂંફાળી અને વધુ ઊંડી એવી લાગણીમૂલક પ્રક્રિયાઓમાં શ્રદ્ધાવાળાં મૂલ્યો સ્થાપવા પ્રયત્ન કરતો હતો. 'એમિલે'ના પ્રારંભિક વાક્યમાં જ રૂસોનો આ પ્રાકૃતિક વાદનો રણકો સાંભળવા મળે છે:— "કુદરતના સરજનહારમાંથી આવતી દરેક વસ્તુ નિર્મળ હોય છે, પરંતુ માણસના હાથમાં આવીને દરેક વસ્તુ ભ્રષ્ટ થાય છે."

આ મુખ્ય મુદ્દા ઉપરથી રૂસો કેળવણીને લગતાં કેટલાંય વ્યાપક તારણો તારવી કાઢે છે. જેમ કે, કુદરતી માણસ ભણતું પ્રાણી બને, ત્યાર પહેલાં તે કાર્ય કરતું પ્રાણી હોય છે; તેથી કુદરતના કાયદાને અનુસરતી પ્રારંભિક કેળવણી હંમેશાં ચોપડીઓ અને વસ્તુશૂન્ય શિક્ષણ વિનાની હોવી જોઈએ. કુદરતને ખોળે જ બાળકની બધી ઇંદ્રિયોને ખીલવા દેવી જોઈએ; તથા તેના શરીરને કસાયેલું અને મજબૂત બનવા દેવું જોઈએ.

તે કહેતો કે, કેળવણી જન્મથી જ શરૂ થવી જોઈએ. મુખ્યત્વે વિદ્યાર્થીને 'માણસ' બનતાં જ શીખવવું જોઈએ. "શી રીતે જીવવું એ ધંધામાં હું તેને પ્રવીણ બનાવવા ઇચ્છું." "મારો વિદ્યાર્થી ન્યાયાધીશ, સૈનિક કે પાદરી થાય એમ હું નહીં ઇચ્છું, પણ તે 'માણસ' થાય એમ હું ઇચ્છીશ." "મારો વિદ્યાર્થી કવિ થાય તેના કરતાં મોચી થાય તે સારું : ચિનાઈ માટીનાં ફૂલ બનાવે તેના કરતાં તે રસ્તાઓ ઉપર પથરા જડનારો બને તો સારું." "કામ કરવું એ તો એવી ફરજ છે કે જેને કોઈ સામાજિક માણસ પોતાને ખભેથી ઉતારી નાખી ન શકે."

રૂસોને સૌથી પ્રથમ એક સદ્‌ગુણી અને ઉપયોગી નાગરિક જોઈએ છે, અર્થાત્ જે કેમ વર્તવું તે જાણતો હોય; અને ત્યાર બાદ તે ખેડૂતની પેઠે કામ કરનારો અને ફિલસૂફની પેઠે વિચાર કરનારો હોય.

રૂસો કહે છે, 'કુદરત કદી નિષ્ફળ નીવડતી નથી. આપણે બાળપણમાં બાળકને એવી રીતે સંરક્ષણ આપીએ કે જેથી કુદરતની પ્રક્રિયામાં ખલેલ ન પડે, કે તે બીજે માર્ગે ન વળી જાય, તો તે હમેશાં બધાં બાળકોનાં સદ્ગુણ અને જ્ઞાન વિકસાવે જ."

તે કહે છે, "મને પુસ્તકોનો ધિક્કાર છે. કારણ કે, તેઓ માણસને માત્ર વાતો કરતાં જ શીખવે છે, અને તે પણ એવી બાબતો વિષે કે જેમને વિષે તે કશું જ જાણતો હોતો નથી." ઈનામો આપવાની પદ્ધતિને તે સખત શબ્દોમાં વખોડી કાઢે છે: "બાળક સો વાર કશું ન ભણે તે હું ચલાવી લઉં, પરંતુ હરીફાઈ કે અહંબુદ્ધિથી તે કશું ભણે એ મને ન પોસાય."

**પા. ૩૧: પેસ્ટૅલોઝી** (૧૭૪૬–૧૮૨૭): સ્વિટ્ઝર્લૅંડનો સુપ્રસિદ્ધ કેળવણીકાર. નાનપણમાં સારા કૌટુંબિક વાતાવરણમાં તે બહુ કાળજીભર્યો ઊછેર પામેલો. તે પાંચ વર્ષનો હતો ત્યારે જ તેની માતા વિધવા બનેલી. પરંતુ તેણે તેને યુનિવર્સિટી સુધીની કેળવણી અપાવી હતી. યુવાનીમાં જ તે ગરીબ ખેડૂતોની સ્થિતિમાં ભારે રસ લેતો થયો હતો; અને તેમના ઉપયોગી સેવક બની શકાય તે માટે તે કાયદાશાસ્ત્રી બન્યો હતો. પરંતુ તેના ક્રાંતિકારી વિચારોથી રાજ્યતંત્ર સાથે અથડામણમાં આવી તેને તે ધંધો છોડી દેવો પડ્યો.

પછી ૧૭૬૯માં તેણે એક જમીન ખરીદી, અને ત્યાં રહી તેણે ખેડૂતવર્ગની સ્થિતિ કેળવણી મારફત સુધારવાનો અખતરો આરંભ્યો. તેણે પોતાના ઘરમાં થોડાં ચીંથરેહાલ, રખડતાં છોકરાં ભેગાં કર્યાં, અને તેમને પ્રેમ અને સંભાળની હૂંફમાં રાખી, સારા ઉદ્યોગી કૌટુંબિક વાતાવરણની અસર હેઠળ તેઓ ખેતી તેમ જ કાંતવા વગેરેનો ઉદ્યોગ કરીને પોતાના નિર્વાહનું ખર્ચ પોતે જ ઉપાડે અને સાથે સાથે ઉપયોગી ભણતર પામે, એવી યોજનાનો અખતરો શરૂ કર્યો. આ છોકરાં પ્રથમ ૨૦થી વધારે ન હતાં; પરંતુ પેસ્ટૅલોઝીની પોતાની જ સ્થિતિ ગરીબ; તેમાં આ પ્રવૃત્તિથી ધણી-ધણિયાણી બંનેને ભારે આર્થિક તંગીમાંથી પસાર થવું પડ્યું.

પેસ્ટૅલોઝીનો હેતુ પોતાની આસપાસના લોકો જે દુઃખદારિદ્રયમાં સડતા હતા, તેનાં મૂળ બંધ કરવાનો હતો. તે લખે છે, "ગરીબોને માણસની પેઠે જીવતા કેવી રીતે કરી શકાય એ શીખવા માટે હું ગરીબ થઈ ને જીવતો હતો" માનવજાત જે કરુણ તેમ જ વિઘાતક દુર્દશામાં રોળાતી હતી, તેને તે સુધારવા માગતો હતો; પરંતુ તે માટે ધર્મના કોઈ નવા સ્વરૂપ ઉપર કે નવી જાતના રાજ્યતંત્ર ઉપર કે આર્થિક વ્યવસ્થાની નવી પદ્ધતિ ઉપર આધાર રાખવાને બદલે, તે આ યુગજૂના પ્રશ્નનો ઉકેલ केळवणी દ્વારા લાવવા માગતો હતો.

તે એમ માનતો કે, સમાજને સુધારવાનો એકમાત્ર માર્ગ તે સમાજ જે વ્યક્તિઓનો બનેલો છે, તેમને સુધારવાનો જ હોઈ શકે.

કેળવણીની દૃષ્ટિએ જોકે તેનો એ અખતરો બરાબર સફળ નીવડ્યો, પરંતુ તે પોતે કરજમાં ડૂબી ગયો, અને છેવટે બાળકોને રવાના કરી દઈ, એ જમીન તેને કરજ ચૂકવવા જ ભાડે આપી દેવી પડી.

૧૭૯૮માં સરકારે તેને સ્ટેન્ઝના એક જૂના મઠમાં એક શાળા સ્થાપવા તથા યુદ્ધ-કતલમાં અનાથ બનેલાં એંસીએક બાળકોને કેળવણી આપવા જણાવ્યું. ત્યાં તેણે પોતાના કેળવણીની પદ્ધતિ વિષયક અખતરાઓ શરૂ કર્યા. તે અખતરાઓ પછીથી તેણે બર્ગડોર્ફ ખાતે પોતાની જ જુદી શાળામાં ચાલુ રાખ્યા. વળી તેણે ઐચ્છિક સખાવતો તેમ જ સરકાર પાસેથી મળેલી મદદને આધારે પોતાની નવી પદ્ધતિઓની શિક્ષકોને તાલીમ આપવા એક અધ્યાપન-મંદિર શરૂ કર્યું. ૧૮૦૫માં તે સંસ્થા વેરડોન ખાતે ખસેડવામાં આવી. પોતાના અખતરાઓનું તથા શિક્ષકો તૈયાર કરવાનું કામ ત્યાં તેણે ૨૦ વર્ષ ચાલુ રાખ્યું. જેમ જેમ તે સંસ્થાની ખ્યાતિ વધતી ગઈ, તેમ તેમ બીજા દેશોમાંથી વિદ્યાર્થીઓ અને મુલાકાતીઓ ત્યાં ખેંચાવા લાગ્યા, અને પેસ્ટેલૉઝીની ફિલસૂફી અને પદ્ધતિઓનો બીજા દેશોમાં, તથા ખાસ કરીને જર્મની, ફ્રાન્સ, ઇંગ્લંડ અને અમેરિકામાં પ્રચાર થયો.

પેસ્ટેલૉઝીનો હેતુ જોકે દરેક વ્યક્તિ વધુ સુખી અને વધુ સદાચારી જીવન જીવતી થાય એ હતો, છતાં આ પ્રયોજન તે "માનવ પ્રાણીની બધી શક્તિઓ અને ઇંદ્રિયોના સ્વાભાવિક, પ્રગતિશીલ, અને સુમેળભર્યા વિકાસ દ્વારા" સાધવાની આશા રાખતો હતો. દરેક બાળકમાં આ બધી શક્તિઓ નિષ્ક્રિય અવસ્થામાં છાની પડી રહેલી હોય છે અને વિકસવાની તક મળે એની રાહ જોતી હોય છે. કેળવણીએ એમને એ વિકાસ માટેની તકો પૂરી પાડવી જોઈએ.

પેસ્ટેલૉઝીના આ વિચારોથી કેળવણીના લક્ષમાં ધરમૂળથી ફરક પડી જતો હતો. તેના સમયના નિશાળોમાં ભણાવવું એટલે માહિતી આપવી એવો અર્થ થતો હતો; પેસ્ટેલૉઝીને મન ભણાવવું એટલે બાળકની સહજ શક્તિઓને અનુસરીને તેનો વિકાસ સાધવો.

પેસ્ટેલૉઝીની પદ્ધતિનો સમગ્ર પાયો વિદ્યાર્થીની પોતાની ક્રિયા-પ્રવૃત્તિ હતો. તે પ્રક્રિયામાં બે પગથિયાં હતાં: ઇંદ્રિયજ્ઞાન અને નિરૂપણ; તથા તે બંને ક્રિયાઓ બાળકે પોતે જ કરવાની હતી. તે કહે છે: "કુદરત પાસેથી સીધું ઇંદ્રિયજ્ઞાન, એ જ માનવ શિક્ષણનો એકમાત્ર પાયો હોઈ શકે; કારણ કે તે માનવ જ્ઞાનનો પણ સાચો પાયો છે."

આ કારણે તેની પદ્ધતિ પ્રમાણે બાળકનું શિક્ષણ, ખાસ કરીને શરૂઆતની ભૂમિકામાં, પદાર્થોને જોવા ગણવા, તેમનું પૃથક્કરણ કરવું અને તેમને નામથી ઓળખવા, એ બાબતોનું મોટે ભાગે હોઉં. શબ્દો દ્વારા — પાઠ દ્વારા કશી માહિતી આપવાને બદલે પદાર્થ સાથેના સીધા પરિચયનો, અર્થાત્ પદાર્થપાઠનો તે ખાસ ઉપયોગ કરતો; કારણ કે તેમાં ઇંદ્રિયો મારફતે સીધું જ્ઞાન મેળવાય છે, શબ્દો મારફતે નહીં. વળી, બાળકને ચોપડીમાંથી વંચાવીને શીખવવાને બદલે બાળક શિક્ષકને મોઢેથી સાંભળીને શીખે, એ બાબત ઉપર તે વધુ ભાર મૂકતો.

બાળક આ પ્રમાણે પોતાની જુદી જુદી ઇન્દ્રિયો દ્વારા વાસ્તવિક પદાર્થના પ્રત્યક્ષ નિરીક્ષણ દ્વારા જે જ્ઞાન મેળવે, તેનું પછી તે મોઢેથી કે લેખન દ્વારા નિરૂપણ કરે. માત્ર વાંચેલી વાતનું જ નિરૂપણ તે કરે એમ તે હરગિજ થવા દેતો નહીં. ભૌગોલિક નિરૂપણ પણ બાળક જાતે જ્યાં ફરી આવ્યું હોય તે બાબતોનું જ હોય; ગણિતિક નિરૂપણ પણ પોતે બેઠું હોય તે ઓરડાની બારીઓ ગણવામાંથી, કે તેમનાં જુદાં જુદાં અંતરો માપવામાંથી ઊભું કરવામાં આવે. નૈતિક નિરૂપણ પણ બાળકોના રોજિંદા જીવનમાં ઊભા થતા પ્રસંગોમાંથી જ ઊભું થયું હોય. બાળકો પોતે જેને પ્રત્યક્ષ જાણ્યું હોય, તેમાંથી પછી ન જાણેલા તરફ, (એટલે કે પેસ્ટૅલોઝીને મતે સાદામાંથી જટિલ તરફ) ભલે જાય; નહીં જાણેલી વસ્તુને ન સમજી શકાય તેવી બાબતો દ્વારા શીખવવાની રીતનો તે કટ્ટર વિરોધી હતો. અર્થાત્ બાળક સ્થૂળમાંથી સામાન્ય તરફ જાય, એમ તે ઇચ્છતો; પ્રથમથી જ અર્થહીન શબ્દો રૂપે સામાન્યની કલ્પનાઓ બાળકને આપવાનો તે ખૂબ વિરોધ કરતો. બાળક સ્થૂલ નિરીક્ષણ અને અનુભવ દ્વારા પોતે મેળવેલા જ્ઞાનના પરિણામરૂપે પોતાના વિચારો રજૂ કરતું થવું જોઈએ.

પોતાના કેળવણી વિષયક સિદ્ધાંતો અને તેમને અમલમાં મૂકવાની પદ્ધતિ નિરૂપતાં બે પ્રખ્યાત પુસ્તકો તેણે (૧૭૮૧) લખ્યાં છે: 'લિયોનાર્ડ ઍન્ડ જર્ટ્રૂડ'; તથા 'હાઉ જર્ટ્રૂડ ટીચીઝ હર ચિલ્ડ્રન.'

**પા. ૩૧: હર્બાર્ટ, જૉન ફ્રેડરીક (૧૭૭૬–૧૮૪૧)**: જર્મન ફિલસૂફ અને કેળવણીકાર. તેનો જન્મ એક સુખી સંસ્કારી કુટુંબમાં થયો હતો, અને તેની મા પોતે એક ભારે બુદ્ધિશાળી બાઈ હતી. પોતાના સુલક્ષણા પુત્રની કેળવણીની બધી દેખરેખ તેણે રાખી હતી. કહે છે કે, અગિયાર વર્ષની ઉમરે તેણે પ્રમાણશાસ્ત્ર શીખવાનું શરૂ કર્યું, અને બારમે વર્ષે તત્ત્વજ્ઞાન. તેરમે વર્ષે તે તેના ગામની કૉલેજમાં દાખલ થયો, અને તેમાં તેની પસંદગીના અભ્યાસો ભૌતિક શાસ્ત્ર અને ફિલસૂફી હતા. ૧૮મે વર્ષે તે બહુમાન સાથે

ગ્રેજ્યુએટ થઈને બહાર પડયો અને પછી ૧૭૯૪માં જેના-યુનિવર્સિટીમાં કાયદો શીખવા લાગ્યો. પણ તેમાં દિલ ન ચોટતાં ૧૭૯૭માં યુનિવર્સિટી છોડીને તેણે સ્વિટ્ઝર્લૅન્ડમાં એક કુટુંબમાં ગૃહશિક્ષક તરીકે બે વર્ષ કામ કર્યું. એ દરમ્યાન તે પેસ્ટેલોઝીની બર્ગડોર્ફની શાળા જોવા ગયો હતો. ત્યાં તેણે જે જોયું તે વિષે સહાનુભૂતિપૂર્વક તેણે કેટલાંક લખાણો ૧૮૦૧–૨ દરમ્યાન પ્રગટ કર્યાં. ૧૮૦૨થી ૧૮૦૮ સુધી તેણે ગોટિન્જન યુનિ૦માં કેળવણી અને ફિલસૂફીના વ્યાખ્યાતા તરીકે કામ કર્યું. ત્યાં તેણે તેનું પ્રસિદ્ધ પુસ્તક 'કેળવણીનું શાસ્ત્ર' લખ્યું. પછીનાં ૨૦ વર્ષ તેણે કોનિગ્સબર્ગ યુનિ૦માં ફિલસૂફીના અધ્યાપક તરીકે કામ કર્યું. તે જગાએ પહેલાં પ્રસિદ્ધ જર્મન ફિલસૂફ ઈમૅન્યુઅલ કેન્ટે કામ કર્યું હતું. અહીં તેણે શિક્ષકોને તાલીમ આપવા માટે અને શિક્ષણની પદ્ધતિઓના અખતરા માટે એક અધ્યાપન મંદિર સ્થાપ્યું, અને ૧૮૩૫માં પોતાનો મહાન ગ્રંથ "કેળવણીવિષયક સિદ્ધાંતોની રૂપરેખા" પ્રસિદ્ધ કર્યો તેમાં પોતાના કેળવણીવિષયક વિચારોને તેણે સ્પષ્ટ રીતે વ્યવહારની દૃષ્ટિએ નિરૂપ્યા છે

થોડા વખતમાં ઝીલર અને તેના શિષ્ય રેઈનની મારફતે હર્બર્ટના સિદ્ધાંતો જર્મની અને યુરોપમાં પ્રચાર તથા પ્રતિષ્ઠા પામ્યા. તે સૈકાના અંત ભાગમાં અમેરિકાથી કેટલાક શિક્ષકોનું મંડળ એ સિદ્ધાંતો શીખવા આવ્યું, અને ૧૮૯૨માં અમેરિકામાં હર્બર્ટના સિદ્ધાંતોના પ્રચાર માટે એક મહામંડળ સ્થપાયું

હર્બર્ટના મત અનુસાર કેળવણીનો અંતિમ હેતુ નૈતિક ચારિત્ર્યની ખિલવણી છે. દૃઢ, અને વિશ્વાસપાત્ર–શીલવંત વ્યક્તિત્વને તે માનવજાતનું અને તેથી કરીને કેળવણીનું પણ સર્વોચ્ચ ધ્યેય માને છે. હર્બર્ટ માનતો કે, શીલવંત વ્યક્તિત્વનો એ અંતિમ હેતુ, ઇચ્છવા યોગ્ય, કાયમી, તથા અનેકમુખી રસોના જૂથની ખિલવણી દ્વારા જ સાધી શકાય. કેળવણીનું કામ માણસના જુદા જુદા રસોનું પૃથક્કરણ કરી, વૈયક્તિક તેમ જ સામાજિક જીવન માટે કયા રસો સર્વોત્તમ છે તે શોધી કાઢવાનું, તથા પછીથી શિક્ષણ દ્વારા વ્યક્તિને એ રસો ખિલવવામાં તથા જીવનની જુદી જુદી ભૂમિકાઓમાં તેમને લાગુ કરવામાં મદદ કરવાનું હોવું જોઈએ. ઉચિત રસોની યોગ્ય સુમેળવાળી અનેકમુખિતા ઊભી કરીને કેળવણી યુવાનમાં સારા થવાની અને યથાયોગ્ય નૈતિક પસંદગીઓ કરવાની ઇચ્છા ખીલવવાનો પ્રયત્ન કરે, તો વૈયક્તિક ચારિત્ર્ય અને સામાજિક નૈતિકતાની મોટી માત્રા જીવનમાં પરિણમે.

હર્બર્ટ પોતે તો બાળક કરતાં યુવાનના વિકાસનો વધુ વિચાર કર્યો છે; અને એ બાબતમાં તે બીજા અનેકોથી જુદો પડી, પ્રાથમિક કરતાં માધ્યમિક

કેળવણી ઉપર વધુ ભાર મૂકતો હતો. પરંતુ તેના મોટા ભાગના અનુયાયીઓએ તેની ફિલસૂફી અને પદ્ધતિને પ્રાથમિક કેળવણીના ક્ષેત્રને પણ લાગુ કરી છે.

પોતાના 'રસોની ખિલવણી' બાબતના સિદ્ધાંતને અનુલક્ષીને હર્બર્ટ શિક્ષણના બધા વિષયોનું મુખ્ય માનવ રસોની દૃષ્ટિએ વિભાગીકરણ કરે છે. તે કહે છે: માણસના રસોનાં મૂળ મુખ્યત્વે બે છે: (૧) પોતાની પરિસ્થિતિમાંના નક્કર પદાર્થો સાથેના તેના સંબંધો, અર્થાત્ ઇંદ્રિયજ્ઞાન; (૨) બીજાં માનવ પ્રાણીઓ સાથેના તેના સંબંધો, અર્થાત્ સામાજિક જીવનવ્યવહાર. તેથી કરીને તે માનતો કે, કેળવણીનું વસ્તુ પણ બે જાતના અભ્યાસોનું બનવું જોઈએ:— (૧) વસ્તુઓ વિષયક અભ્યાસો, જેવા કે, વિજ્ઞાનશાસ્ત્રો, ગણિતશાસ્ત્ર, અને લલિતકળાઓ. (૨) લોકો વિષયક અભ્યાસો, જેવા કે ભાષાઓ અને ઇતિહાસ.

પેસ્ટૅલોઝીના અનુયાયીઓએ તેમાંથી પ્રથમ જૂથના અભ્યાસો ઉપર ભાર મૂકીને તેમને વિકાસાવ્યા હતા. અભ્યાસક્રમમાં મુખ્ય મહત્ત્વના વિષયો તરીકે ઇતિહાસ અને સાહિત્યને દાખલ કરવાનો અને વિકસાવવાનો યશ હર્બર્ટ અને તેના અનુયાયીઓને ફાળે જાય છે.

**પા. ૩૧: ફ્રોબેલ, ફ્રેડરિક વિલહેલ્મ** (૧૭૮૨-૧૮૫૨): જર્મન કેળવણીકાર. તે દક્ષિણ જર્મનીમાં જન્મ્યો હતો. તેની માતા તેના બચપણમાં જ ગુજરી ગઈ, અને તેનો પિતા પાદરી-પુરોહિત હોઈ, તેને બીજાંઓને સંભાળવામાં પોતાના પુત્રને સંભાળવાની ફુરસદ જ મળતી નહીં. પિતા સાથે ફરવામાં તેને ગામના ઝઘડા-ટંટાઓ સાથે જ વધુ પરિચય મળતો. આમ નાનપણથી જ તે કુદરતમાં પ્રવર્તી રહેલાં સુમેળ-સુસંગતિ, અને માણસોમાં પ્રવર્તી રહેલા વિખવાદ અને વેરઝેર વચ્ચે સરખામણી કરતો થયો.

મહા મુશ્કેલીએ તે જેના-યુનિવર્સિટીમાં દાખલ થયો. પરંતુ તેને પૈસા એટલા ઓછા મળતા હતા કે, તેને પોતાનું યુનિવર્સિટી-જીવન ૩૦ શિલિંગના દેવા પેટે નવ અઠવાડિયાંની કેદ ભોગવીને બંધ કરી દેવું પડયું. ૧૮૦૨માં તેના પિતાનું મૃત્યુ થતાં તેને છેક જ પોતાના પગ ઉપર જ ઊભતા થઈ જવું પડયું. તે વખતે તેની ઉમર ૨૦ વર્ષની હતી. પછીનાં થોડાં વર્ષ તેણે જમીનમાપણી, નામું, અને ખાનગી મંત્રીનું કામકાજ કરવામાં ગાળ્યાં; પરંતુ એ આખો વખત તેને મનમાં ખાતરી હતી કે, પોતે માનવજાતની કાંઈક અગત્યની સેવા કરવા માટે જન્મ્યો છે. તેવામાં એક વખત પેસ્ટૅલોઝીની પ્રેરણાની અસર હેઠળ આવેલા અને નમૂનાની શાળા ચલાવતા એક માણસ સાથે તેનો ભેટો થયો. તે માણસ જોઈ ગયો કે ફ્રોબેલનું ખરું ક્ષેત્ર કેળવણી છે; અને તે તેને પોતાની શાળામાં સમજાવીને લઈ ગયો. થોડો વખત બાદ એ જગાએથી છૂટો થઈને તે એક

કુટુંબનાં ત્રણ બાળકોના ગૃહશિક્ષક તરીકે કામ કરવા લાગ્યો. તેને અંગે તે બાળકો સાથે તેને વૅરડૉન ખાતે ચાલતી પેસ્ટેલોઝીની સંસ્થામાં ઘણો વખત ગાળવાનો થયો. એ સમય દરમ્યાન તેણે કેળવણી બાબતના પોતાના વિચારો વ્યવસ્થિત કર્યા. પરંતુ એટલામાં (ઈ. સ. ૧૮૧૩) સ્વદેશયુદ્ધનાં ધમાલિયાં વર્ષો આવ્યાં, અને ફ્રોબેલ જેવો ભાવનાશાળી યુવાન પોતાની પિતૃભૂમિ માટે રણસંગ્રામમાં દોડી ગયા વિના શાનો રહે? લડાઈ પછી તેને બર્લિનના ભૂસ્તરખાતાના સંગ્રહસ્થાનના ઇન્સ્પેકટરની જગા મળી; પરંતુ એના હૃદયમાં જુદી જ ભાવનાઓ ઊછળ્યા કરતી હતી.

તેને પોતાનું બચપણ યાદ આવતું: તે વખતે લાગણીઓ અને ઇંદ્રિયો કેવી ચપળ હોય છે; તથા મન કેવું ફાવે તેમ વાળી શકાય તેવું હોય છે; પરંતુ યોગ્ય ઉત્તેજન અને સહાનુભૂતિને અભાવે પોતાનું હૃદય કેવી રીતે ચારે બાજુથી રૂંધાઈ તથા રૂંદાઈ જતું હતું?

ફ્રોબેલ માનતો કે, બાળક જમીનમાંથી બહાર નીકળેલા તાજા કુમળા અંકુર જેવું હોય છે. તે વખતે તેને ચારે તરફથી ભારે કાળજીભરી સંભાળની જરૂર હોય છે; કારણ કે આખા જીવનના કોઈ પણ ભાગમાં જો સંભાળભર્યા ઉછેરની ખાસ જરૂર હોય, તો તે બચપણમાં જ. પરંતુ દશમાંથી નવ કિસ્સાઓમાં, વિચારનાં નાનાં પાન તથા પ્રેમની કળીઓ જ્યારે નાજુક અને કોમળ હોય છે ત્યારે જ તેમની આસપાસની ભૂમિને પોષક-તત્ત્વો-ભરી, તેમ જ તેમના આસપાસના વાતાવરણને પ્રકાશમય તથા નિર્મળ રાખવા માટે જરા પણ સંભાળ રાખવામાં આવતી નથી. તેથી ફ્રોબેલ માનતો કે, બાળકોના કાળજીભર્યા ઉછેર માટે ખાસ વાડીઓ હોવી જોઈએ. પરિણામે તે કિંડરગાર્ટન એટલે બાળ–વાડીઓની સ્થાપના અને પ્રચારની પ્રવૃત્તિ પાછળ પૂરા જોસથી પડયો. તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું અને માત્ર દૃઢ નિશ્ચયભરેલું મન, અને સાચું પ્રયોજન – એટલી મૂડી વડે જ ભવિષ્યની અનિશ્ચિતતામાં ઝંપલાવ્યું. તેણે એક ગામડામાં એક ખેડૂતની ઝુંપડી લઈને પોતાની કલ્પના મુજબની બાળકોની એક ગ્રામશાળા શરૂ કરી. પોતાની શાળાનું કામ કંઈક વ્યવસ્થિત થયા બાદ, તે જર્મની અને સ્વિટ્ઝર્લૅંડના પ્રદેશમાં બાળશિક્ષણની અગત્ય લોકોના મન ઉપર ઠસાવવા, તથા બની શકે ત્યાં બાળવાડીઓ સ્થાપવા માટે મુસાફરીએ નીકળ્યો. એ પ્રવાસ દરમ્યાન પણ તે શરૂઆતની જેમ પોતાની જાતની જરૂરિયાતો ઉપર કડક કાપ કાયમ મૂકયા કરતો. તે જે કંઈ કમાતો, તે બાળકો માટે, તેમની કેળવણીના પ્રચાર પાછળ જ ખર્ચી નાખતો. ઈશ્વરે પોતાના અનંત ડહાપણ વડે બાળપણને જેટલું સુખી થવા નિરધાર્યું છે, તેટલું સુખી તે નીવડે તથા તેની શક્તિઓને રમવા – વિકસવા માટે પૂરતું

ક્ષેત્ર મળે, એ જાતની પોતાની ઇચ્છા પાર પડે તેમાં મદદગાર થઈ પડે તેવા પૈસા તે પોતાની જાત પાછળ શાનો ખર્ચે ? પોતાના પ્રવાસ દરમ્યાન ઘણી રાતો તે ખુલ્લાં ખેતરોમાં પડી રહેતો; છત્રી એ તેનો સૂવાનો ઓરડો ગણો, અને તેની ઝોળી એ તેનું ઓશિકું. કોઈ પણ કામ પાછળની આવી ભક્તિ સફળ થયા વિના ન જ રહે. અને તેનું કામકાજ બરાબર ચોગરદમ ફાલ્યું-ફૂલ્યું.

**૫૧. ૩૧ : ડયૂઈ, જૉન** (૧૮૫૯-) : છેલ્લાં પચાસ વર્ષથી જૉન ડયૂઈ અમેરિકામાં કેળવણીની ફિલસૂફીની બાબતમાં સૌથી વધુ અસરકારક બળ તરીકે કામ કરી રહેલ છે. ૧૮૯૬માં, એટલેકે શિકાગો-યુનિવર્સિટીમાં ફિલસૂફી વિભાગના વડા તરીકેની જગા સ્વીકાર્યા પછી બે વર્ષ બાદ જ, તેણે શિકાગો-પ્રાથમિકશાળા-ની યુનિવર્સિટી સ્થાપી. ફિલસૂફી અને કેળવણી વચ્ચે ઐક્ય આવશ્યક હોવાની બાબતમાં તેની જે શ્રદ્ધા હતી, તે આ રીતે કાર્યમાં પરિણમી એ વસ્તુ જ ત્યાર પછીના તેના કાર્યનું પ્રેરકબળ રહેલ છે. ૧૮૯૭માં તેણે લખેલ નાની પુસ્તિકા "મારો કેળવણી વિષયક સિદ્ધાંત"માં તે જણાવે છે કે, "કેળવણીને આ રીતે સમજતા થઈએ, એટલે માનવ અનુભવમાં આવી શકે તેવાં વિજ્ઞાન અને કળા વચ્ચેના સંપૂર્ણ અને આંતરિક ઐક્યની તે પ્રતીક બને."

તેના સિદ્ધાંતને અમુક નામ આપવું ભાગ્યે જ યોગ્ય નીવડે; તેમ જ તેને સમજવામાં પણ ભાગ્યે ઉપયોગી થાય તેનું દર્શન એ માણસ, સમાજ અને કુદરત એ ત્રણેનું ભેગું-સંપૂર્ણ દર્શન છે. ૧૮૯૬થી આજ સુધીના ગાળામાં તેણે અનેક પુસ્તકો, લેખો, વ્યાખ્યાનો વડે પોતાની કેળવણી વિષયક ફિલસૂફી નિરૂપી છે

તે કહે છે : કેળવણી એ ભવિષ્યના જીવન માટેની તૈયારી હોવાને બદલે પોતે જ એક જીવન-પ્રક્રિયા છે. કેળવણીની બાબતમાં સાધ્ય અને સાધન એ બંને એક જ છે; પોતાના અનુભવની સતત પુનર્રચના એવી રીતે કર્યા કરવી જોઈએ કે જેથી તે અનુભવનું રહસ્ય વધુ ઊંડું બને, અને એ આખી પ્રક્રિયા ઉપરનો કાબૂ વધે. પરંતુ આમ કોઈ સ્થિર નિશ્ચિત ધ્યેય વિનાની માત્ર પુનર્રચના માટેની પુનર્રચના, એ તો ન સમજાય તેવી વાત થઈ. પરંતુ એનો ઉકેલ ડયૂઈની લોક-સ્વાતંત્ર્યની કલ્પનામાંથી મળે છે. વધુ ને વધુ પ્રમાણમાં લોક-સ્વાતંત્ર્ય જામતું જવું, અર્થાત્ દરેક જૂથના સભ્યે તે જૂથની પ્રવૃત્તિઓ અને પ્રયોજનોમાં વધુ અને વધુ સમજપૂર્વક ભાગ લેતા થવું, અને બધાં જૂથોએ બીજાં જૂથોની પ્રવૃત્તિ અને પ્રયોજનોમાં વધુ ભાગીદાર થવું — એ અંતિમ ધ્યેય, કેળવણીની બાબતમાં પણ દિશા પૂરી પાડે છે.

શાળા એ તો બાળકો મોટાં થતાં હોય ત્યાં સુધી તેમની કાળજી રાખવાની સગવડ છે, કે અમુક માહિતીઓ શીખવાનું સ્થળ છે, એ જાતના ઉપરચોટિયા ખ્યાલને ડ્યૂઈ ફગાવી દે છે. તેને મતે શાળા તો સંઘજીવનનો જ એક પ્રકાર હોઈ, એક પ્રકારનો જીવનવ્યાપાર જ છે; અલબત્ત, સામાજિક જીવનની જટિલતાઓને શાળાજીવનમાં ઉકેલી નાખીને નિર્મળ તથા સમતોલ કરી દીધી હોવી જોઈએ

શાળાઓએ એવી પ્રવૃત્તિઓ પૂરી પાડવી જોઈએ કે જેમાં બીજાઓ સાથેના સંબંધો મુખ્ય હોય; કારણ કે સામાજિક જીવન અને નૈતિક જીવન એ, ડ્યૂઈને મતે, લગભગ પર્યાય શબ્દો છે. એ જ ભાવનાથી અને એ જ કારણે શિક્ષક પણ એ શાળામાંના સંઘનો એક સભ્ય જ ગણાવો જોઈએ, અને નહીં કે અમુક વિચારો બહારથી લાદવા માટે નિમાયેલો અમલદાર. શાળાનું શિસ્ત એ આખા સંઘનો ભેગો પુરુષાર્થ હોવો જોઈએ.

પદ્ધતિની બાબતમાં હંમેશાં ક્રિયાત્મક બાજુ જ અ-ક્રિયાત્મક બાજુની પહેલાં આવવી જોઈએ. ડ્યૂઈને મતે ચેતના એ મુખ્યત્વે ક્રિયાત્મક વસ્તુ છે; અને જ્ઞાન એ તો કર્મની આડ-પેદાશ છે. અરે, લાગણીઓ પણ કર્મનો જ પ્રત્યાઘાત છે, અને લાગણીને તેમને અનુરૂપ ક્રિયાઓમાં જોતરતા રહીએ તો જ માનસિક આરોગ્ય વધી શકે છે. બધા સાચા ભણતરમાં કર્મ—વ્યાપારની અત્યાવશ્યકતા બાબત ડ્યૂઈના કેટલાક પુરોગામીઓએ અને ખાસ કરીને ફ્રોબેલે ભાર મૂકેલો છે.

રસ અને પ્રયત્ન એ બે વિરોધી મનાતી બાબતોનો ઉકેલ પણ ડ્યૂઈએ આ રીતે સાધ્યો છે:—સાચો પ્રયત્ન ત્યારે જ સંભવે કે જ્યારે એ ક્રિયાનું જે પ્રયોજન હોય તે વિદ્યાર્થી સ્વીકારે; અર્થાત્ એ પ્રયોજનમાં તેને કંઈક રસ હોય.

તે જ પ્રમાણે અસરકારક વિચારવ્યાપારનું ડ્યૂઈએ જે પૃથક્કરણ કરી આપ્યું છે, તે પણ તેણે કેળવણીનું રહસ્ય સમજવામાં આપેલો બીજો મુખ્ય ફાળો છે. તે કહે છે કે, વિદ્યાર્થીમાં વિચારવ્યાપારને પ્રેરવો હોય, તો દરેક વસ્તુને એક કોયડા તરીકે રજૂ કરવી જોઈએ; અને વિદ્યાર્થીને બધી બાબતોના જવાબો જાણવા અને ગોખવા માટે તૈયાર આપવા જોઈએ નહીં. વિદ્યાર્થી આગળ તે વસ્તુને એક એવા કોયડારૂપે રજૂ કરવી, કે જે તેની વિચારશક્તિને પડકારરૂપે સામો ઊભો રહે; અને વિદ્યાર્થીઓને તેના નિરાકરણ માટે જોઈતી સામગ્રી જાતે ચારે તરફ શોધવી પડે, મેળવવી પડે, અને એવી રીતે એકઠી કરવી પડે કે જેથી તેના વડે પેલા કોયડાનો ઉકેલ પ્રત્યક્ષ નીકળતો દેખાય. કોઈ પણ બાબતના સાચા ભણતર માટે આ જ સૌથી વધુ અસરકારક રીત છે.

**પા. ૩૧ : સામ્યવાદી :** જુઓ પા. ૪૨ ઉપરનું ટિપ્પણ 'લેનિન' તથા પા. ૧૦ ઉપરનું ટિપ્પણ 'સમાજવાદ'.

**પા. ૩૧ : કુશેનસ્ટીની** ( KRSEHENSTEINER ) (૧૮૫૪–૧૯૩૨) : તેના જમાનાનો એ અગ્રણી જર્મન કેળવણીકાર હતો. જીવનપ્રવૃત્તિનો શરૂઆતનો કાળ તેણે પ્રાથમિક શિક્ષક તરીકે ગાળ્યો હતો. પરંતુ પછી પોતાને મળેલી શાબ્દિક કેળવણીથી તથા સાચી સમજશક્તિની બાબતમાં પોતાની ઊણપથી ભારે અસંતુષ્ટ થઈ, તેણે મ્યુનિક યુનિવર્સિટીમાં ગણિતશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. ૧૮૯૫માં જ્યારે તેને મ્યુનિક શાળા-તંત્રના કુલનાયક બનાવવામાં આવ્યો, ત્યારે તેની સામે બે પ્રશ્ન આવીને ઊભા હતા:–(૧) પ્રાથમિક શાળાના અભ્યાસ-ક્રમની પુનર્ઘટના અને (૨) ઔદ્યોગિક પ્રજાના પ્રૌઢ કામદારોની કેળવણીની પુનર્ઘટના. એ બંને પ્રશ્નોનું નિરાકરણ તેણે હર્બર્ટના અનુયાયીઓના બુદ્ધિ-પ્રાધાન્યવાદની વિરુદ્ધ જઈને કર્યું છે.

તે કહે છે, દરેક માણસે સારું-સાચું-સુંદર અને શ્રેયસ્કર એ બાબતના સાર્વભૌમ ખ્યાલોને પોતામાં વૈયક્તિક રીતે મૂર્તિમંત કરવા જોઈએ. એ રીતે તે પોતાના સહબંધુઓ સાથેના સહકારમાં ઈશ્વરનું સુમેળભર્યું સામ્રાજ્ય આ પૃથ્વી ઉપર વધારી શકે. પરંતુ માનવ સંસ્કૃતિના અનુબંધમાં જ આપણે આ જગતમાં આપણો સાચો ધંધો – સ્વધર્મ શોધી શકીએ. સંસ્કૃતિનો જે ભાગ આપણા વિકસતા વ્યક્તિત્વમાં સમભાવનો તાર ઝણઝણાવી શકે છે, તે ભાગ જ આપણે માટે અર્થપૂર્ણ અને કેળવનારો બને છે. કેળવણીની પ્રક્રિયાના આ સિદ્ધાંત અનુસાર કેળવણી અને ધંધો એકરૂપ બની રહે છે; અર્થાત્ એ ધંધો આપણે માટે આજીવિકારૂપ નહીં પણ જીવનની સાર્થકતારૂપ બનતો હોય છે આપણા ધંધાને આપણે આ રીતે ધર્મબુદ્ધિથી સમજીએ, એટલે આખો સમાજ તેમ જ જે સામાજિક તંત્ર હેઠળ આપણે કામ કરતા હોઈએ તે તંત્ર આપણે માટે ધાર્મિક રહસ્ય પ્રાપ્ત કરે છે, અને શાશ્વત મૂલ્યોના પ્રતીકરૂપ બની રહે છે.

આ સિદ્ધાંતને વ્યવહારમાં મૂર્તિમંત કરવા જતાં આપણે ત્રણ નિર્ણયો ઉપર પહોંચવું પડે છે:— (૧) કેળવણી એ સમાજધર્મને લગતી બાબત છે; સર્વોત્તમ મૂલ્યોના પ્રતીક તરીકે સમાજતંત્ર સંસ્કૃતિના પ્રતીકરૂપ છે; અર્થાત્ તે કેળવણીનું ધ્યેય હોવું જોઈએ એટલું જ નહીં, પણ તેની ગમે તેવી અપૂર્ણ ભૂમિકાએ પણ તે કેળવણીનું અભિનાયક હોવું જોઈએ. એ ધ્યેયે આપણને જે માર્ગ પહોંચાડી શકે, તે ઔદ્યોગિક કેળવણીનો છે તેથી, (૨) કેળવણીનુ બાહ્ય સ્વરૂપ ઉદ્યોગશાળાનું હોય. એનો અર્થ એ થયો કે, જવાબદાર અને નિષ્ઠાવાન વ્યક્તિઓ શિક્ષકની દોરવણી હેઠળ દરેક કામને આખરી રીતે સંપૂર્ણ કરવા

યોજનાસર અને સહકારમૂલક પ્રવૃત્તિ કરે. આ પ્રવૃત્તિ એ રમત નથી; તેમ જ તેનાથી અંગત તૃપ્તિ કે અર્થહીન સંસ્કારી તાલીમ પણ ન મળે. (૩) તે કેળવણી સૌને માટે સરખી હોય. માત્ર માધ્યમિક શિક્ષણની કક્ષાએ ધંધાઓના તાત્ત્વિક રીતે વિચારેલા વિભાગો પ્રમાણે તેની જુદી જુદી શાખાઓ પડે.

**પા. ૩૬ : લે,ડબલ્યુ. એ. :** જર્મનીનો વૈજ્ઞાનિક-કેળવણીકાર. તાજેતરમાં વૈજ્ઞાનિક પદ્ધતિઓનો કેળવણીના ક્ષેત્રમાં ઉપયોગ કરી સિદ્ધાંતો પ્રતિપાદિત કરવાની હિલચાલ શરૂ થઈ છે. એ પ્રમાણે વૈજ્ઞાનિક પ્રયોગશાળાની પદ્ધતિ-ઓથી બાળકના શારીરિક અને માનસિક જીવન વિષે તેમ જ શાળાના અભ્યાસક્રમમાં કેટલાક વિષયો શીખવવા બાબત અખતરાઓ કરી, પરિણામો મેળવવામાં આવ્યાં છે.

આ શાસ્ત્ર હજુ બાળક દશામાં છે, તથા તેનાં કેટલાંક પ્રયોગશુદ્ધ નિરીક્ષણો વડે શાળાકીય વ્યવહારમાં પ્રવર્તતા કેટલાક ઊડઝૂડિયા ખ્યાલો દૂર થઈ શક્યા છે. પરંતુ આ શાસ્ત્ર કેળવણીની આખી વસ્તુને પોતાના ક્ષેત્રમાં આવરી લેવા માગે છે; જોકે, તેની કામગીરી વાસ્તવિક રીતે માપી શકાય તેવી ઘટનાઓને લગતી જ હોય છે. કેળવણીની વસ્તુમાં ઘણી બાબતો એવી છે કે જે અત્યારની અન્વેષણ-પદ્ધતિઓનો વિષય ન બની શકે; તેમ જ કદાચ એવી કોઈ પણ પદ્ધતિનો વિષય ન બની શકે. તેથી કરીને આ નવું શાસ્ત્ર કેળવણીની કેટલીક અતિ સામાન્ય તથા ઓછામાં ઓછી અગત્યની બાબતોમાં જ રમ્યા કરે છે. અમુક ઉંમરનાં બાળકોને લૅટિન જેવી મૃત ભાષા સંતોષ-કારક રીતે શીખવી શકાય કે નહીં, એ વસ્તુ ભલે વજ્ઞાનિક પ્રયોગોથી નક્કી કરી શકાય; પરંતુ લૅટિન ભાષા બાળકને શીખવવી યોગ્ય છે એ કે કેમ, એ તો તે ન જ નક્કી કરી શકે. કારણ કે એ માટે તો વિજ્ઞાનની મર્યાદા બહાર જઈને ફિલસૂફીના ક્ષેત્રમાં પ્રવેશ કરવો પડે. અત્યારે વિજ્ઞાનશાસ્ત્રે કેળવણીના ક્ષેત્રમાંથી ફિલસૂફીને હાંકી કાઢવાની બાકરી બાંધ્યા જેવું કર્યું છે; પરંતુ કેળવણીના વિકાસમાં તેણે ફિલસૂફીના મદદગાર બનવાનું છે, તેના અવેજી નહીં, એ નિર્વિવાદ છે

**પા. ૩૯ : માર્ક્સ** (ઈ સ ૧૮૧૮–૧૮૮૩): આધુનિક શાસ્ત્રીય સમાજવાદનો પિતા. તેનો જન્મ ટ્રેવ્ઝ (ર્‌હાઈનલૅંડ, જર્મની)માં થયો હતો. સામ્યવાદીઓનું જાહેરનામું' (કૉમ્યુનિસ્ટ મૅનિફેસ્ટો) ઘડવામાં તેનો મુખ્ય હાથ હતો. સામ્યવાદી ચળવળને રાજકીય સ્વરૂપ આપનાર માર્ક્સ જ કહેવાય કાર્લ માર્ક્સનો સમાજવાદ, તેની પાછળ રહેલી તર્કબુદ્ધિની તેજસ્વિતા તથા તથા જર્મનો ઉપરની તેની અસરને કારણે 'શાસ્ત્રીય સમાજવાદ' ગણાય છે.

પોતાના પ્રખ્યાત પુસ્તક 'કૅપિટલ'માં તેણે પોતાનો ભૌતિક અર્થવાદ નિરૂપ્યો છે. [જુઓ પા. ૧૦ ઉપરનું ટિપ્પણ 'સમાજવાદ' પણ.]

**પા. ૪૦ : ક્રોપોટ્કીન, પીટર એલેક્ઝેવીચ :** રશિયાનો ભૂગોલ-વિશારદ, લેખક, અને ક્રાંતિવાદી, મોસ્કોમાં ૧૮૪૨માં જન્મ્યો હતો. તેનો પિતા રશિયાના જૂના ઉમરાવવર્ગનો હતો, અને તેની માતા રશિયન સેનાના એક સેનાપતિની દીકરી હતી. પંદરમે વર્ષે તેને રાજદરબારના ઉમરાવોનાં બાળકો માટેની જ ખાસ એવી લશ્કરી તાલીમની શાળામાં દાખલ કરવામાં આવ્યો. ત્યાં તે ૧૮૬૨ સુધી રહ્યો; દરમિયાન તેણે પોતાના જ રસથી ઘણું વાંચ્યું-વિચાર્યું. મોસ્કો છોડયું ત્યાર પહેલાં ક્રોપોટ્કીનને રશિયન ખેડૂતવર્ગની સ્થિતિમાં ભારે રસ પેદા થયો હતો. ૧૮૬૨માં તે લશ્કરમાં દાખલ થયો, અને સાઈબીરિયા ગયો. ૧૮૬૪માં તેણે તે અંગે ભૌગોલિક તપાસણીનું કામ સ્વીકાર્યું અને તેવાં એક બે કામો દરમ્યાન ઉત્તર તથા મધ્ય મંચૂરિયામાં ઘણો પ્રવાસ કર્યો. ૧૮૬૭માં તે લશ્કરનું કામ છોડી સેંટપિટર્સબર્ગમાં આવ્યો અને યુનિવર્સિટીમાં દાખલ થયો. ૧૮૭૧માં તેણે ફિનલૅંડ અને સ્વીડનનાં બરફના થરોની તપાસણીનું કામ કર્યું. ૧૮૭૩માં તેણે એશિયાની ભૂગોળવિદ્યાને લગતું એક અગત્યનું લખાણ પ્રગટ કર્યું. પરંતુ દરમ્યાન તે પોતાની જીવનપ્રવૃત્તિ બાબત નિશ્ચય ઉપર આવતો જતો હતો, અને આવી નવી વૈજ્ઞાનિક શોધખોળોનું કામકાજ છોડી, આમવર્ગની સેવાના કાર્યમાં ઝંપલાવ્યે જતો હતો. ૧૮૭૨માં તે સ્વિટ્ઝર્લૅંડ-જીનીવાના આંતરરાષ્ટ્રીય મજૂર મહાજનનો સભ્ય થયો હતો. એ મંડળનો સમાજવાદ તેને પૂરતો કાર્યકર ન લાગ્યો, અને તેથી તે બીજા એક ઉદ્દામવાદી મંડળની પ્રવૃત્તિઓનો અભ્યાસ કરી, રશિયા પાછો ફર્યો, અને ક્રાંતિવાદી પ્રચારમાં પડ્યો. ૧૮૭૪માં તેને પકડવામાં આવ્યો પણ ૧૮૭૬માં નાસી છૂટીને તે ઇગ્લંડ ગયો, તેમ જ ત્યાંથી સ્વિટ્ઝર્લૅંડ તેમ જ ફ્રાન્સ વગેરે દેશોમાં ક્રાંતિવાદી મંડળોમાં કામ કરતો અને સજાઓ પામતો પાછો ઇંગ્લંડ આવીને રહ્યો. ૧૯૧૭ની માર્ચ-ક્રાંતિ પછી તે રશિયા પાછો ગયો. સામ્યવાદીઓની જીત પછી ક્રોપોટ્કીને મજૂરવર્ગની સરમુખત્યારશાહીનો વિરોધ કર્યો હતો. ૧૯૨૧ માં તેના મૃત્યુ સુધી તે રશિયામાં જ રહ્યો.

ક્રોપોટ્કીનના સિદ્ધાંતને 'સામ્યવાદી અરાજકવાદ' સાથે સરખાવી શકાય. 'અરાજકવાદ' એટલે અંધાધૂંધી એવો અર્થ નથી સમજવાનો, પરંતુ કોઈ પણ પ્રકારની સંગઠિત રાજસત્તા — ભલે પછી તે લોકશાહી હોય — તેને બદલે રાજસત્તા વિનાના સમાજની તે વાદ તરફેણ કરે છે. વ્યક્તિઓ કોઈ નિયામક તંત્ર વિના, કે લશ્કર — અદાલતો — કેદખાનાં — કે કાયદાપોથીઓ વિના, અરસપરસ સહાયવૃત્તિ અને સહકારની ભાવનાથી મળીને એક સમાજ

સ્થાપે. એવા અરાજક તંત્રની સ્થાપનામાં મોટા ઉદ્યોગોની હસ્તી આડખીલીરૂપ હોવાથી તેણે તે ઉદ્યોગો નાબૂદ કરી, ઉત્પાદન માટે હાથઉદ્યોગો તરફ વળવાની ભલામણ કરી છે. સહિયારી મિલકત નાનાં નાનાં જૂથોના હાથમાં રહે; તેઓ પોતાના સભ્યોના જીવનનિર્વાહ માટે જોઈતા પદાર્થો ઉત્પન્ન કરે અને તે પૂરતાં સ્વાશ્રયી બને. શ્રમવિભાગને તે માનવજાતનું મોટામાં મોટું અનિષ્ટ માનતો. કોઈને કામના બદલામાં નિશ્ચિત મજૂરી ન મળે, પરંતુ તેની જરૂરિયાત મુજબ તેને જોઈતી વસ્તુઓ મળે, એવું તે કહેતો.

તેના જાણીતા પુસ્તક 'મ્યુચ્યુઅલ એઈડ'નું 'સહાયવૃત્તિ[1]' નામે ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયેલું છે.

**પા. ૪૨ : લેનિન :** સામ્યવાદનો સંસ્થાપક અને રશિયાની ક્રાંતિનો નેતા ૧૮૭૦માં જન્મ્યો હતો. કૉલેજના અધ્યાપકનો પુત્ર હોઈ, તેણે કાયદાનો અભ્યાસ કર્યો. તે માકર્સનો કટ્ટર અનુયાયી હતો. રશિયાના સમાજવાદીઓના મવાલ પક્ષમાંથી જે ઉદ્દામવાદી વર્ગ ૧૯૦૩માં બૉલ્શેવિકોના નામથી જુદો પડયો, તેનો તે આગેવાન હતો. ૧૯૦૭થી ૧૯૧૭ સુધી તે દેશનિકાલ થઈને પારીસ, વિયેના અને ઝૂરીચમાં રહ્યો. ૧૯૧૪ના યુદ્ધને સમાજવાદીઓએ આપેલા ટેકાને તેણે વખોડી કાઢયો. ૧૯૧૬ના માર્ચની રશિયાની ક્રાંતિ પછી લેનિન રશિયામાં પાછો ફરી, ક્રાંતિવાદી નીતિને સક્રિય રીતે અનુસરવા માગતો હતો. જર્મનોએ રશિયા તરફની નિરાંત ઇચ્છીને લેનિનને જર્મનીમાંથી પસાર કરી આપ્યો. લેનિન ૧૯૧૭માં પિટર્સબર્ગ પહોંચ્યો અને ત્યાં તેણે બૉલ્શેવિક પક્ષની નેતાગીરી સંભાળી. પછી જામેલા આંતરવિગ્રહનો ૧૯૨૧માં બૉલ્શેવિકોના વિજયમાં અંત આવ્યો. વચગાળામાં તેમણે 'કૉમ્યુનિસ્ટ' (સામ્યવાદી) એવું નામ ધારણ કર્યું હતું. ૧૯૨૩માં અતિશ્રમથી માંદો પડી તે જાન્યુઆરીની ૩૧મી તારીખે (૧૯૨૪) મરણ પામ્યો. તેના શરીરને દવાઓ ભરી મોસ્કોમાં તેની સમાધિમાં દર્શન માટે કાયમ મૂકી રાખવામાં આવ્યું છે.

લેનિન માને છે કે, મૂડીવાદ વધતો વધતો મોટાં જોડાણો અને સંઘોમાં પરિણમે છે; અને પછી તેઓ રાજ્યતંત્રને કાન પકડીને દોરે છે. પરિણામે નવાં બજારો અને કાચા માલનાં સ્થળો માટે સામ્રાજ્યવાદ આવે છે. પછી જુદાં જુદાં સામ્રાજ્યો મોટા મોટા મૂડીદારોના સ્વાર્થ ખાતર જ એકબીજા સાથે અથડામણમાં આવે છે. સામ્રાજ્યવાદ એ મૂડીવાદની છેલ્લી ભૂમિકા છે. મૂડીવાદના બધા આંતરિક વિરોધો તેમાં પરાકાષ્ઠાએ પહોંચે છે. તેઓ ભારે અને ભારે કટોકટીઓ તથા મહાયુદ્ધો રૂપે ફાટી નીકળે છે; અને અંતે મજૂરવર્ગની ક્રાંતિ મૂડીવાદને ઉથલાવી નાખી તેની જગાએ સમાજવાદ સ્થાપે છે.

---

૧. અનુ૦ શ્રી. નરહરિભાઈ પરીખ, પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ.

પોતાને મળતા મોટા નફાઓમાંથી મોટા ઈજારદાર મૂડીદારો કુશળ કામદારોને વધુ ને વધુ પગારો આપતા જાય છે, અને એ પ્રમાણે મજૂરવર્ગમાં એક જુદો ખાસ વર્ગ ઊભો થતો જાય છે, કે જે સમાજવાદી પક્ષો ઉપર પોતાનું વર્ચસ્વ પાથરી દઈ, તેમને સુધારણાના માર્ગોએ જ વાળી રાખવા માગે છે. સમાજવાદી હિલચાલમાં મવાલ અને જહાલ એવા બે વિભાગો પડવાનું આ કારણ છે.

લેનિન માકર્સની પેઠે રાજ્યતંત્રને સત્તાધારી વર્ગનું હથિયાર માને છે મજૂરવર્ગે તેનો નાશ કરી, પોતાનું જુદું તંત્ર તેની જગાએ સ્થાપવું જોઈએ. પાર્લામેંટ-પદ્ધતિ પણ મૂડીવાદી વર્ગની છૂપી સરમુખત્યારશાહી જ છે. તેને ઉથલાવી નાખી તેની જગાએ સોવિયેટ રાજતંત્રની, અર્થાત્ મજૂરવર્ગની ખુલ્લી સરમુખત્યારશાહીની સ્થાપના કરવી જોઈએ. પછી જેમ જેમ વર્ગવિભાગો દૂર થતા જશે, અને સમાજવાદી સમાજમાં સામાન્ય સુખાકારી વધતી જશે, તેમ તેમ સામાજિક સ્થિતિ સુમેળભરી થતી જશે, અને પરિણામે મજૂરશાહી કોઈ પણ રાજતંત્ર વિનાના સાચા સામ્યવાદી સમાજમાં રૂપાંતર પામશે.

**પા. ૫૦ : મૉન્ટેસોરી, ડૉ. મેરિયા :** ૧૯૦૦ પહેલાં મૉન્ટેસોરી રોમ યુનિવર્સિટીના માનસિક રોગ-ચિકિત્સા વિભાગમાં મદદનીશ તરીકે કામ કરતાં હતાં. એ કામને અંગે તે માનસિક રીતે ખોડીલાં બાળકોના નિકટ પરિચયમાં આવ્યાં; અને એમાંથી તેમણે તેવાં બાળકોને કેળવવાની સેગ્વીન અને ઈટાર્ડની પદ્ધતિઓનો અભ્યાસ કર્યો. એ બાળકોને કેળવવામાં સેગ્વીન વગેરેની પદ્ધતિઓનો ઉપયોગ કરવામાં અને તેમાં આવશ્યક ફેરફારો કરવામાં તેમણે ધ્યાનપાત્ર સફળતા પ્રાપ્ત કરી. તેવાં માનસિક રીતે ખોડીલાં બાળકોની કેળવણી માટે, તેમણે ઇંદ્રિયોને કેળવવામાં મદદગાર થાય તેવાં વિપુલ સાધનો યોજ્યાં અને વિકસાવ્યાં. તેમણે પોતાના કામકાજ અંગે ઘણાં ભાષણો આપ્યાં, અને રોમની કેટલીક વસ્તીઓમાં પોતે શરૂ કરેલી કેટલીક નિશાળો, કે જેમને તે 'બાળમંદિર' * કહેતાં, તેમાં તેમણે ખોડીલાં નહીં એવાં સામાન્ય બાળકો ઉપર પણ પોતાની શિક્ષણપદ્ધતિ અજમાવવા માંડી. થોડાં દશકાં પહેલાં તેમની પદ્ધતિએ ઘણાં દેશોમાં ભારે રસ પેદા કર્યો, અને તેનો બહોળો પ્રચાર થયો. અમેરિકામાં પણ જુદે જુદે ઠેકાણે ઘણી મૉન્ટેસોરી-શાળાઓ ઉઘાડવામાં આવી. પરંતુ 'એનસાઈક્લોપીડિયા ઑફ મૉડર્ન એજ્યુકેશન' માં મેડમ વિષેનો લેખ લખનાર મિ. એલ્મર હેરિસન વાઇલ્ડ્ઝ જણાવે છે તેમ, "અવિકૃત

---

* Children's Houses : મૂળ સંસ્કૃત શબ્દ 'મંદિર' ગૃહ એ અર્થ પણ ધરાવે છે; એ અર્થમાં તેને 'બાળમંદિર' શબ્દમાં વાપરેલો ગણવો જોઈએ.

એવાં સામાન્ય બાળકોની કેળવણીમાં તેમની પદ્ધતિ સફળ પુરવાર થઈ છે કે કેમ એ શંકાસ્પદ વસ્તુ છે; અને સામાન્ય રીતે મોટા ભાગના અમેરિકન કેળવણીકારોએ ખોડવાળાં અસાધારણ બાળકો કે જેમનો વિકાસ કુંઠિત થયેલો છે, એ સિવાયનાં બાળકો માટે તે પદ્ધતિનો અસ્વીકાર કર્યો છે."

મોન્ટેસોરી-શાળાનાં બાળકોની ઉમર અઢીથી સાત સુધીની ગણાય છે. શાળામાં ટાઈમ-ટેબલ જેવી વસ્તુ હોતી નથી; પહેલેથી નક્કી કરેલા પાઠો કે વર્ગો જેવું પણ હોતું નથી. દરેક બાળકને તે વખતે જે ગમતું હોય તે કરવામાં તે રોકાયું હોય છે. એક બાબતથી તે કંટાળે એટલે બીજીને વળગે, પણ નવરું ન બેસી રહે. બાળકો મોટે ભાગે તો, આ પદ્ધતિનું જે ખાસ અગત્યનું અંગ ગણાય છે તે સાધનો સાથેના વ્યાપારમાં લાગેલાં રહે છે. એ સાધનો એવી રીતે યોજવામાં આવેલાં હોય છે કે જેથી તેમની સાથે રમતાં જ બાળકો આપોઆપ જુદે જુદે પ્રકારે કેળવાતાં જાય છે. જેમ કે, તેમની ઇંદ્રિયોની બાબતમાં, તેમના હાથના ઉપયોગની બાબતમાં, તેમની હિલચાલ ઉપર કાબૂ મેળવવામાં, પોતાના શરીર ઉપર વ્યાપક કાબૂ મેળવવામાં, નિરીક્ષણ કરતાં શીખવામાં, તેમ જ લખતાં, વાંચતાં, ગણતાં શીખવાનો પાયો નાખવામાં ઇ૦.

મૅડમ પણ રૂસોની પેઠે માને છે કે, 'કુદરત સાચું કરતી હોય છે.' અને તેથી તે બાળક માટે સંપૂર્ણ સ્વાતંત્ર્યની માગણી કરે છે; પરંતુ બીજી બાજુ તે તેની પ્રવૃત્તિની પસંદગીને અમુક ખાસ વ્યાપારો પૂરતી જ મર્યાદિત કરતાં જાય છે. તે કહે છે: "આપ–કેળવણી" એ જ એકમાત્ર સાચી કેળવણી છે; બાળકે પોતાને મનગમતી પ્રવૃત્તિ પસંદ કરવી જોઈએ, અને બીજી ડખલગીરી વિના તે પ્રવૃત્તિમાં રોકાઈ રહેવું જોઈએ દરેક બાળક પોતે પસંદ કરેલાં સાધન સાથે સ્વતંત્ર રીતે કામ કરે એવી અપેક્ષા રાખવામાં આવે છે; પરંતુ મોન્ટેસોરી-સાધનો અમુક નિશ્ચિત સંખ્યાનાં અને નિયત જ હોય છે, અને તેમનો અમુક નિશ્ચિત રીતે જ ઉપયોગ કરી શકાતો હોય છે. ફ્રોબેલે સૂચવેલી રમતો અને પ્રવૃત્તિઓ, કે જે બાળકની કલ્પનાશક્તિ, લાગણી અને સામાજિક સહકારની ખિલવણીમાં ઉપયોગી નીવડે છે, તેવી કોઈ વસ્તુનો એમાં અભાવ દેખાય છે. બાળકો સહકારમૂલક કોઈ કાર્યમાં ભેગાં કામ કરતાં નથી, અને શિક્ષક પણ બાળકોની પ્રવૃતિઓમાં સાથીદાર કે ભાગીદાર હોવાને બદલે માત્ર સાક્ષી હોય છે. તેથી કરીને આજની કેળવણીમાં જે સર્વોપરી છે એવા સામાજિક ઝોકનો મૅડમની પદ્ધતિમાં અભાવ માલૂમ પડે છે.

**પા. ૫૦: 'પ્રોજેક્ટ' મેથડ:** ઈ. સ. ૧૯૦૦ના અરસામાં અમેરિકા દેશમાં હુન્નર–કારીગરીના શિક્ષણમાં કોઈ વસ્તુ શારીરિક મજૂરીથી તૈયાર

કરવામાં કે ઉત્પન્ન કરવામાં આ શબ્દ વપરાતો હતો. ધીરે ધીરે એ શબ્દ એવી શિક્ષણ-પ્રક્રિયા માટે વપરાતો થયો કે જેમાં વિદ્યાર્થીને પસંદ કરવાની, યોજના કરવાની અને પોતાની પ્રવૃતિઓને દોરવાની તક મળે, તથા જેને અંતે વિદ્યાર્થીએ એકાદ પ્રશ્ન–કોયડો–કે મુદ્દો પાર પાડ્યો હોય.

હવે તો, કોઈ મુદ્દાસર ભણતરનો એક એકમ, કે જેમાં નિશ્ચિત રીતે પ્રાપ્ત કરી શકાય તેવા છેડા હોય, અને જેને વિદ્યાર્થી જીવનવ્યવહારને મળતી આવતી ઢબે યોજે અને પાર પાડે — એવા ભણતરના એકમ માટે 'પ્રોજેક્ટ' શબ્દ વપરાતો થયો છે

વિદ્યાર્થી પોતે એ 'પ્રોજેક્ટ' પસંદ કરતો હોવાથી, અથવા તો પોતાની તરીકે તેને ખુશીથી સ્વીકારતો હોવાથી, એ આખી 'પ્રોજેક્ટ' એક પ્રયોજનસર શરૂ થાય છે, કે જે પ્રયોજન વિદ્યાર્થીનું પોતાનું હોય છે. વિદ્યાર્થી તે 'પ્રોજેક્ટ'ને જીવન સાથે સંબદ્ધ એવી એક સાચી પ્રવૃત્તિ તરીકે જુએ છે, કે જે સ્વયં-સંપૂર્ણ હોય છે, તથા તેમાં નિશ્ચિત અને ઇચ્છવા યોગ્ય લક્ષ્ય હોય છે. વળી વિદ્યાર્થી આખી પ્રવૃતિની આયોજના પોતે જ કરતો હોવાથી, તથા પોતાની પ્રવૃત્તિને પોતે જ દોરતો હોવાથી, તેને સ્વતંત્રતા મળે છે, તથા એ વસ્તુ એ પ્રવૃત્તિને વધુ અગત્ય અર્પે છે. એ પદ્ધતિ વૈયક્તિક વિલક્ષણતાઓ અને તફાવતોનો ખ્યાલ કરતી હોવાથી પણ ઉપયોગી ગણાય છે.

'પ્રોજેક્ટ'થી આખો સંપૂર્ણ અભ્યાસક્રમ પૂરો પાડવો અશક્ય છે. તેથી કરીને અભ્યાસક્રમમાં અમુક મોટા ખાલી ગાળાઓ રહી જાય છે, અને તેટલે અંશે વિદ્યાર્થીને અગત્યનું શિક્ષણ બાકી રહે છે. કેટલીક અનુત્પાદક પ્રવૃત્તિ થવી, કેટલોક સમય વ્યર્થ ખર્ચાવો, અને ખાસ જરૂરની એવી પ્રૅક્ટીસની ઊણપ રહેવી, – એ જોખમ પણ તેમાં રહે છે. તથા એનાથી વિદ્યાર્થીને જુદાં જુદાં ક્ષેત્રોના વિષયોની એકત્રિત દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી; અર્થાત્ તે જે જ્ઞાન મેળવે છે તે ચેતનાપૂર્ણ હોવા છતાં તૂટક તૂટક હોય છે;— આ તે પદ્ધતિ સામેની કેટલીક ટીકાઓનો સાર છે.

**પા. ૫૦ : ડૉલ્ટન પ્લૅન :** હેલન પાર્કહર્સ્ટે ડોલ્ટન – મેસેચુસેટ્સ (અમેરિકા) ના શાળાતંત્રમાં આ યોજના ૧૯૨૦ના અરસામાં દાખલ કરી.

એ યોજનાનું હાર્દ કામકાજના વીસ દિવસના મહિના માટે કરવાના કામોનો છાપેલો 'કૉન્ટ્રાક્ટ' – કરાર છે. એ કરાર કોઈ વિષયના એક મોટા વિભાગને અનુલક્ષીને હોય છે. જેમ કે ભૂગોળના વિષયમાં ચીન દેશનો અભ્યાસ. એ આખા વિભાગના રોજ કરી શકાય તેટલા ખંડો પાડવામાં આવ્યા હોય છે. કેટલાક ખંડો માટે બે દિવસ આપવામાં આવ્યા હોય, તો કોઈ ને માટે અર્ધો દિવસ પણ હોય. આ ખંડોમાં બતાવ્યું હોય છે કે, આ

બાબતને અંગે શું વાંચવાનું છે, તેને અંગે શા પ્રશ્નો હોઈ શકે, તેને માટેના નકશાઓ કયા કયા જોઈએ, તથા લેખિત શું શું કામકાજ કરવાનું છે. એક કે બે ખંડો પૂરા થાય એટલે વિદ્યાર્થી નિશાળમાં રાખેલા આલેખમાં પોતાના નામ નીચે પોતે કરેલા કામકાજનો અહેવાલ ટાંકી આવે. આ રીતે વિદ્યાર્થી જે કાંઈ કરે તેની સાથે શિક્ષક માહિતગાર રહે છે. વિદ્યાર્થી પાસે તો પોતાનો આલેખ હોય જ છે, એટલે દરેક વિષયમાં પોતે કેટલે સુધી આવ્યો છે, તેની તેને જાણ રહે છે.

શાળાના સમય દરમ્યાન વિદ્યાર્થી એક ઓરડામાંથી બીજા ઓરડામાં જઈ શકે, અને પોતાની મરજી મુજબ એક વિષયમાં જોડાયેલો રહી શકે; જોકે તે બીજા વિષયો પ્રત્યે દુર્લક્ષ ન કરી શકે. વર્ગોનો સમય જાહેર કરતા ઘંટ વગાડવાનું એમાં હોતું નથી. દરેક વર્ગની નિયત બેઠકો અઠવાડિયામાં એકાદ વાર ભરાય છે. એ સમય ચર્ચા વગેરે પાછળ તથા વર્ગના બધા વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવા યોગ્ય અગત્યવાળી સામાન્ય બાબતો પાછળ રોકવામાં આવે છે.

**પા. ૫૬: ચાર પદોનો હેત્વાભાસ:** અનુમાનમાં પક્ષ (જેમાં સાધ્ય સિદ્ધ કરવાનું હોય), સાધન (તે સાધ્ય સિદ્ધ કરવામાં સાધનભૂત થતું વાક્ય), અને સાધ્ય એ ત્રણ જ બાબતો હોવી જોઈએ. પરંતુ સાધનનું પક્ષમાં કથન થાય ત્યાં તેનો એક અર્થ હોય, અને વ્યાપ્તિમાં કથન થાય ત્યાં તેનો બીજો અર્થ હોય, તો વાસ્તવિક રીતે ત્યાં ચાર પદો થાય છે. કારણ કે સાધન માટેના શબ્દના બે અર્થ થાય છે. આ સ્થિતિમાં સાચું અનુમાન થઈ ન શકે, માત્ર શબ્દછલથી અનુમાનનો આભાસ થઈ શકે. કોઈ વખત વાચ્યાર્થ દ્વિઅર્થી હોય, ત્યાં પણ આ છળ થઈ શકે.

એક દાખલો :—

પ્રતાપસિંહ મારો જમણો હાથ છે.

મારો જમણો હાથ લૂલો છે.

(માટે) પ્રતાપસિંહ પણ લૂલો છે.

**પા. ૫૭: ફાશીવાદ:** ૧૯૧૯માં મુસોલિનીએ ઇટાલીમાં સ્થાપેલી રાષ્ટ્રીય હિલચાલ. તે શબ્દનો મૂળ અર્થ 'ભારો—સમૂહ'—સંહતિ થાય છે; અર્થાત્ સમૂહમાં મળીને ઝૂઝવાથી વિશિષ્ટ તાકાત ઊભી થાય છે એવી ભાવના તેના શબ્દાર્થમાં રહેલી છે. એ શબ્દ તે પહેલાં ઘણાં ઇટાલિયન ઉદ્દામવાદી મંડળોએ વાપરેલો; પરંતુ પછીની મુસોલિનીવાળી હિલચાલે તો 'સોટીઓ અને કુહાડી'ના ભારાને મુદ્રા તરીકે સ્વીકારીને, એને સંગઠિત લશ્કરી તાકાતના અર્થમાં ફેરવી નાખ્યો. એ હિલચાલનો કાર્યક્રમ રાષ્ટ્રવાદી, સરમુખત્યારીની સ્થાપનાવાળો, સામ્યવાદ-વિરોધી, તથા પાર્લામેન્ટરી પદ્ધતિને પણ ઇન્કારનારો હતો. ફાશીવાદ

પોતાને મૂડીવાદ પણ નથી માનતો કે સમાજવાદ પણ નથી માનતો. તે અંગત ખાનગી મિલકતની પ્રથાનો સ્વીકાર કરે છે, પણ તેને રાજસત્તાની હકૂમત હેઠળ મૂકે છે. વર્ગવિગ્રહ કે ઔદ્યોગિક ઝઘડાઓની સદંતર બંધી હોય છે. ઇટાલીમાં આ પક્ષને જ એકમાત્ર રાજકીય પક્ષ તરીકે રહેવા દેવામાં આવ્યો હતો, અને તેના સભ્યો બધી રીતે મુસોલિનીની આજ્ઞા પાળવાને બંધાતા. તેઓ કાળાં ખમીસ પહેરતા, અને તેમની ભાવના અને સંગઠન લશ્કરશાહી હતાં. ઇટાલીની પ્રજાની મહત્તા સાધવી એ તે પક્ષનું ધ્યેયબિંદુ હતું. યુવકમંડળોની કેળવણીનું આખું તંત્ર આ પક્ષના હાથમાં હતું. ૬ થી ૧૨ અને ૧૨થી ૧૭ વર્ષની ઉંમર થતા સુધી કિશોરો તેમ જ યુવાનોને તાલીમ આપવામાં આવતી; પછી ૧૮મે વરસે તેમને પક્ષમાં સામેલ કરવામાં આવતા. ૧૯૨૭ના વર્ષ પછી, આ રીતનાં યુવકમંડળો બહારથી કોઈ પણ સભ્યની પક્ષમાં ભરતી કરવામાં આવી ન હતી. આ પક્ષની નીતિ સામાન્ય રીતે નાગરિકસ્વાતંત્ર્ય કે વ્યક્તિસ્વાતંત્ર્યની વિરોધી તથા સરમુખત્યારશાહીવાળી કહેવાય.

**પા ૬૦ : જેફરસન, થૉમસ** (૧૭૪૩–૧૮૨૬) : અમેરિકાનાં સંયુક્ત-રાજ્યોનો વરાયેલો પ્રમુખ. ૧૭૬૭માં બારિસ્ટર થયા પછી સાત વર્ષ તેણે વકીલાત કરી. ૧૭૭૫માં તેને વર્જીનિયા રાજ્ય તરફથી પ્રતિનિધિ તરીકે કૉંગ્રેસમાં મોકલવામાં આવ્યો. ત્યાં આઝાદીની જાહેરાતનો મોટો ભાગ તેણે ઘડ્યો હતો. ૧૭૭૯ અને ૧૭૮૦–૮૧ માં તે વર્જીનિયાનો ગવર્નર ચૂંટાયો હતો. ૧૭૮૪માં તેને અમેરિકન કૉંગ્રેસના પ્રધાન તરીકે ફ્રાંસ મોકલવામાં આવ્યો હતો. ૧૭૯૭માં તે અમેરિકાનો ઉપપ્રમુખ ચૂંટાયો, તથા ૧૮૦૧ માં અને ૧૮૦૫ માં એમ બે વાર પ્રમુખ તરીકે ચૂંટાયો. પોતાની નિવૃત્તિનાં છેલ્લાં વર્ષોમાં તેણે વર્જીનિયા યુનિવર્સિટીની સ્થાપના કરી હતી.

**પા ૬૨ : ફોર્સ્ટર, વિલિયમ એડવર્ડ** (૧૮૧૮-૧૮૮૬) : અંગ્રેજ રાજપુરુષ. તેનાં માબાપ ક્વેકર સંપ્રદાયનાં હતાં. ભણી રહ્યા બાદ તેણે દારૂ ગાળવાનો ધંધો સિદ્ધાંત ખાતર સ્વીકારવાની ના પાડી. પછી તે ઊનના ઉદ્યોગમાં પડ્યો. ૧૮૪૩-૪૭માં પોતાના પિતા સાથે તે આયર્લૅન્ડના દુકાળવાળા ભાગોની મુલાકાતે ગયો. ત્યાંની અવદશા જોઈને, આયર્લૅન્ડ સાથેના ઇંગ્લૅન્ડના સંબંધ બાબત તેના વિચારો ઘડાયા. રગ્બીના સુપ્રસિદ્ધ ડૉ આર્નોલ્ડની પુત્રી સાથે ૧૮૫૦ માં તે પરણ્યો. તે ક્વેકર ન હતી; તેથી ફોર્સ્ટરને પંથ બહાર મૂકવાનું ઠરાવવામાં આવ્યું. પરંતુ તે સજા ફરમાવવા જે લોકોને નીમવામાં આવ્યા હતા, તેઓ તેની સાથે હાથ મિલાવી, મિજબાનીમાં ભાગ લેવા જ બેસી ગયા ! ૧૮૫૮ માં હિંદુસ્તાનના કરવેરા બાબત તેણે ભાષણ આપ્યું હતું. ૧૮૬૮માં અર્લ રસેલના પ્રધાનમંડળમાં તે નાયબ મંત્રી નિમાયો. મતાધિકારના

વધારા કરતાં તેને આયર્લૅન્ડ વગેરે હકૂમત હેઠળના પ્રદેશોમાં ગરીબાઈ ઘટે અને પોતાના દેશમાં પણ કેળવણીનો પ્રચાર થાય એ મુદ્દાઓ માટે પ્રયત્ન કરવો વધુ અગત્યનું લાગતું. ૧૮૬૭, ૧૮૬૮ માં વિરોધપક્ષમાં હતો તે દરમ્યાન તેણે કેળવણી વિષયક બે બિલ રજૂ કરેલાં. પછી ૧૮૭૦માં તેણે ઇંગ્લૅંડની રાષ્ટ્રીય કેળવણીની યોજના સરકાર તરફથી નક્કી કરીને પ્રાથમિક કેળવણીનું બિલ રજૂ કરેલું. તે વખતે કેળવણીની બાબતમાં મુખ્ય ઝઘડો એ હતો કે, ઇંગ્લંડની રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ પારલૌકિક રહેવું જોઈએ કે પાર્થિવ બનવું જોઈએ.

**પા. ૮૩: કૉન્ફૂશિયસ** (ઈ. સ. પૂર્વે ૫૫૧થી ૪૮૭): ચીન દેશના સુપ્રસિદ્ધ મહર્ષિ તથા સ્મૃતિકાર. ચીની પ્રજાનો સદાચાર અને શિષ્ટાચાર ઘડવામાં તેમનો ફાળો મુખ્ય છે. તેમના સિદ્ધાંતોથી તેમના પ્રત્યે આકર્ષાયેલા એક વિભાગીય ચીની રાજાએ તેમને એક શહેરની સુબાગીરી આપી. તે વખતે તેમણે રાજસત્તા અને પ્રજાના આપસ આપસના વ્યવહાર બાબત એવી ઉત્તમ પ્રણાલિકાઓ સ્થાપી, અને તેમને પરિણામે રાજસત્તા તેમ જ પ્રજાના વ્યવહારો અને ગુણોમાં એવો કલ્યાણકારી ફેરફાર થયો કે, તેમને પછી તે રાજાના આખા મુલકમાં એક ખાતાના પ્રધાન બનાવવામાં આવ્યા. અલબત્ત પછીથી, રાજ-ખટપટી લોકોએ રાજાને વેશ્યા મારફત હાથમાં લઈ, તેમને રાજદરબારમાંથી દૂર કરાવ્યા. ત્યાર બાદ ઈ. સ. પૂર્વે ૪૯૭થી ૪૮૩ સુધી તે આખા મુલકમાં ઠેર ઠેર પોતાની શિષ્યમંડળી સાથે ઉપદેશ આપતા ફર્યા અને એ રીતે ચીની પ્રજાના ઘડતરના પાયા નાખ્યા એ પ્રવાસ દરમ્યાન તેમને જેમ અનેક ભક્તો મળતા તેમ અનેક વિરોધીઓ તરફથી મુશ્કેલીઓ પણ વેઠવાની આવતી. પરંતુ ચીની પ્રજામાં શિષ્ટાચાર અને સદાચારની પ્રણાલી પ્રસ્થાપિત કરવા જ જાણે અવતરેલા તે મહર્ષિએ એ કામ લગભગ છેવટ સુધી ચાલુ રાખ્યું.

ગૌતમ બુદ્ધની માફક કૉન્ફૂશિયસ પણ પરતત્ત્વને લગતા કે પરજીવનને લગતા પ્રશ્નોની સરસા પણ જતા નથી. તે નીતિધર્મની વાતો જ લોકો આગળ મૂકે છે. એક જ પુરુષે આવી મોટી પ્રજાના ઘડતરમાં આવો મોટો ફાળો આપ્યો હોય, અને તે પણ કોઈ પણ રાજસત્તા કે પશુબળની મદદ વિના, એવા બહુ ઓછા દાખલા જગતના ઇતિહાસમાં જોવા મળે છે.

**પા. ૮૩: પ્રો. જેમ્સ** (૧૮૪૨–૧૯૧૦): અમેરિકાનો વિખ્યાત ફિલસૂફ તથા માનસશાસ્ત્રી. ૧૮૭૦માં હારવર્ડમાં એમ. ડી. ની દાક્તરી પરીક્ષા પસાર કર્યા બાદ ૧૮૭૨માં ત્યાં જ તે શરીરપૃથક્કરણ વિદ્યાનો અને શરીરવિદ્યાનો અધ્યાપક નિમાયો. પરંતુ પોતાને પિતા પાસેથી મળેલ માનસ પ્રશ્નોને લગતી શોધખોળનો પ્રેમ, સૂક્ષ્મ વિચારશક્તિ, અને પોતાના વિચારોનું સ્ફુર્તિદાયક રીતે યથાસ્થિત નિરૂપણ કરવાની મહાશક્તિ— એ બધાને કારણે તે ૧૮૮૦માં

ફિલસૂફીનો મદદનીશ અધ્યાપક નિમાયો. પછી ૧૮૮૫માં તો તે ફિલસૂફીનો અધ્યાપક જ નિમાયો. ૧૮૮૯માં તે માનસશાસ્ત્રનો અધ્યાપક નિમાયો, અને ૧૮૯૭-૧૯૦૭ સુધી પાછો ફિલસૂફીનો અધ્યાપક નિમાયો. 'માનસશાસ્ત્રના સિદ્ધાંતો'ને લગતું તેણે લખેલું પુસ્તક ભારે વખણાયું છે. તે ઉપરાંત શ્રદ્ધા, અમરતા, ધર્માનુભવ, ઉપયોગિતાવાદ, સત્યની વ્યાખ્યા, વગેરેને લગતા અનેક વિચારપૂર્ણ ગ્રંથો તેણે લખ્યા છે. તેને વારંવાર ઇંગ્લંડમાં વ્યાખ્યાન માટે બોલાવવામાં આવતો, તથા ઇંગ્લંડ-યુરોપની અનેક યુનિવર્સિટીઓએ તેને માનદ ઉપાધિઓ એનાયત કરી હતી.